જૈન શિક્ષાવલી શ્રેણી બીજી પુષ્પ પાચમુ

# નયવિચાર

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત
**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**



પ્રકાશક
જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર
મુંબઇ – ૯.

મૂલ્ય, પચાસ નયા પૈસા

# પ્રકાશકનું નિવેદન

જૈન શિક્ષાવલીની પ્રથમ શ્રેણી સં. ૨૦૧૫ના મહા વદિ ૧૩ તા. ૭-૩-૫૯ને રોજ સુંદરાબાઈ હૉલમાં માનનીય શ્રી મંગળદાસ પકવાસાના અધ્યક્ષસ્થાને યોજાયેલા ભવ્ય સમારંભમાં પ્રકાશન પામી. આ વખતે મુંબઈ રાજ્યવિધાનપરિષદ્‌ના પ્રમુખ શ્રી ગોગીલાલ લાલા અતિથિવિશેષ તરીકે પધાર્યા હતા અને શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ, શ્રી. ગણપતિશંકર દેસાઈ તથા રેવ૦ કાપડિયા વિગેરેએ જૈન ધર્મની શિક્ષા અને અસર વિષે મનનીય પ્રવચનો કર્યા હતા. ઉપરાંત આ શિક્ષાવલીના લેખક શ્રી ધીરજલાલ શાહે અવધાનના અદ્‌ભુત પ્રયોગો કરીને તથા અધ્યાત્મવિશારદ ડૉ. મૂળચંદભાઈએ અતીંદ્રિય જ્ઞાનના કેટલાક ચમત્કારિક પ્રયોગો બતાવીને શ્રોતાઓને આત્મશક્તિનો પરિચય આપ્યો હતો. ટૂંકમાં પ્રથમ શ્રેણી સુયોજિત જ્ઞાનમહોત્સવ પૂર્વક પ્રકાશિત થઈ હતી અને તે સારો લોકાદર પામી હતી.

એ વખતે થયેલી જાહેરાત અનુસાર આજે બીજી શ્રેણીના ૧૨ પુસ્તકો પ્રકટ થઈ રહ્યા છે અને તે પણ પ્રથમ શ્રેણી જેવા જ લોકાદર પામશે એમ માનીએ છીએ.

આ શ્રેણીમાં લેખન તરીકે સહકાર આપવા માટે પૂ. પં. મ. શ્રી ધુરંધરવિજયજીનો, પૂ. મુ. શ્રી કીર્તિવિજયજીનો, પૂ. મુ. શ્રી હેમગુપ્તવિજયજીનો તથા પૂ. મુ. શ્રી તત્ત્વાનંદવિજયજીનો તેમજ તેમને અનુમતિ આપવા માટે તેમના ગુરુવર્યોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. ઉપરાંત જેમણે સલાહસૂચના આપીને અમારું કાર્ય સરળ બનાવ્યું છે, તેમનો પણ હાર્દિક આભાર માનીએ છીએ.

સહુના સહકારથી સાહિત્યપ્રચારનું કાર્ય યશસ્વી બનો એ જ અભિલાષા.

**પ્રકાશક.**

તા. ક.—વિશેષ આભારદર્શન બારમા પુસ્તકના પ્રારંભમાં આપ્યું છે, તે જોઈ લેવાની ખાસ ભલામણ છે.

# વિષયાનુક્રમ



॥ ॐ ह्रीँ अर्हं नमः ॥

# નયવિચાર

[ અનેકાન્તવાદના નિરૂપણ સાથે ]

---

## ૧–નયની ઉપયોગિતા

મનુષ્ય કૂપમંડૂકવૃત્તિ× છોડીને જ્ઞાનના વિશાળ પ્રદેશમાં દાખલ થાય છે, ત્યારે તેના મનમાં અનેક પ્રશ્નો ઉઠે છે — 'આ આકાશ (Space) શું છે? તેમાં કોઈ પદાર્થની ગતિ

---

× કૂપમંડૂકનું દૃષ્ટાંત આ પ્રમાણે સમજવું

એક વાર વરસાદ ખૂબ પડવાથી સરોવરનાં નીર છલકાયાં અને તેમાં રહેનારો દેડકો બાજુના એક કૂવામાં આવી ગયો. ત્યાં કૂવામાં રહેનારા મંડૂક–દેડકાએ પૂછ્યું કે 'હે ભાઈ! તું ક્યાંથી આવ્યો?' પેલાએ કહ્યું 'સરોવરમાંથી.' હવે કૂવાનો દેડકો કદી પણ કૂવો છોડીને બહાર નીકળ્યો ન હતો. તેથી પેલા દેડકાને પૂછવા લાગ્યો કે 'સરોવર એટલે શું?' પેલાએ કહ્યું કે 'જ્યાં ઘણું પાણી હોય તેને સરોવર કહેવાય.'

કૂવાના દેડકાએ પૂછ્યું કે 'ઘણું એટલે કેટલું? શું તે આ કૂવાના ચોથા ભાગ જેટલું હશે?' પેલાએ કહ્યું કે 'તેથી તો ઘણું વધારે.' ફરી કૂવાના દેડકાએ પૂછ્યું કે 'શું તે આ કૂવાના અર્ધભાગ જેટલું હશે?' પેલાએ કહ્યું કે 'તેથી પણ ઘણું વધારે.' આથી કૂવાના દેડકાને આશ્ચર્ય થયું અને તેણે ફરી પૂછ્યું કે 'શું તે આ આખા કૂવા જેટલું હશે?' પેલાએ કહ્યું કે 'તેથી પણ ઘણું વધારે.'

સ્થિતિ કેવી રીતે થાય છે? કાલ (Time) શું છે? જેના વડે પદાર્થોનું નિર્માણ થાય છે, તે પુદ્ગલ (Matter) શું છે? જીવંત પદાર્થોમાં જે ચેતના દેખાય છે, તે શેને આભારી છે?' વગેરે વગેરે

આ બધા પ્રશ્નોનો ખુલાસો જૈન મહર્ષિઓએ દ્રવ્યાનુયોગમાં* કરેલો છે આ દ્રવ્યાનુયોગમાં પ્રવેશ કરવો હોય, તેનાથી સારી રીતે પરિચિત થવું હોય, તો પ્રમાણ અને નયનું જ્ઞાન જરૂરી છે

---

આ શબ્દો સાંભળતાં જ કૂવાનો દેડકો બોલ્યો કે 'તારી વાત ખોટી છે આ કૂવાના કરતાં વધારે પાણી હોઈ શકે જ નહિ મારી જીન્દગીમાં મેં આથી વધારે પાણી જોયું નથી' સરોવરનો દેડકો તેને શું જવાબ આપે?

પોતાના નાનકડા વર્તુલમાં પડ્યા રહેવું અને દેડકો અનુભવ ધરાવવો એ કૂપમંડૂકવૃત્તિ કહેવાય છે

* જૈન શાસ્ત્રો ચાર અનુયોગમાં વહેંચાયેલા છે, અર્થાત્ તેમાં ચાર પ્રકારનું વિવેચન જોવામાં આવે છે (૧) દ્રવ્યસંબંધી, (૨) કથા-ચરિત્ર સંબંધી, (૩) ગણિત સંબંધી અને (૪) ચરણકરણ એટલે ચારિત્ર અને ક્રિયા સંબંધી તેમાં દ્રવ્ય સંબંધી વિવેચન કરનાર ભાગને દ્રવ્યાનુયોગ કહેવાય છે, કથાસંબંધી વિવેચન કરનાર ભાગને કથાનુયોગ કહેવાય છે ભૂગોળ-ખગોળનો ગણિત સંબંધી ભાગ રજૂ કરનારને ગણિતાનુયોગ કહેવાય છે અને ચરણ-કરણ સંબંધી ઉદ્દેશો-આજ્ઞાઓ રજૂ કરનાર ભાગને ચરણ કરણાનુયોગ કહેવાય છે

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના અઠ્ઠાવીસમા અધ્યયનમા દશ પ્રકારના સમ્યક્ત્વનું વર્ણન આવે છે તે પ્રસગે જણાવ્યું છે કે–

दव्वाण सव्वभावा, सव्वप्पमाणेहिं जस्स उवलद्धा ।
सव्वाहिं नयविहीहिं, वित्थाररुइ त्ति नायव्वो ॥

'જેને દ્રવ્યના સર્વ ભાવો સર્વ પ્રમાણો અને સર્વ નયવિધિ વડે ઉપલબ્ધ થયા છે, તેને વિસ્તારરુચિ જાણવો' એટલે દ્રવ્યના સર્વ ભાવો જાણવા માટે પ્રમાણ અને નય ખૂબ ઉપયોગી છે, એ વાત સિદ્ધ છે

વાચકશેખર શ્રીઉમાસ્વાતિ મહારાજે વિશાળ અર્હંતપ્રવચનનો સાર ગ્રહણ કરીને તત્ત્વાર્થાધિગમ મહાશાસ્ત્રની રચના કરી છે તેના પ્રથમ અધ્યાયના ચોથા સૂત્રમા તેમણે

जीवाजीवास्रवबधसवरनिर्जरामोक्षास्तत्त्वम् ।

એ સૂત્ર વડે તત્ત્વોનું નિરૂપણ કર્યું છે× અને પાચમા સૂત્રમા

नामस्थापनाद्रव्यभावतस्तन्न्यास' ।

એ સૂત્રથી ઉપર્યુક્ત તત્ત્વોનો નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વડે ન્યાસ–નિક્ષેપ થાય છે, એમ જણાવ્યુ છે ત્યારપછી છઠ્ઠુ સૂત્ર

प्रमाणनयैरधिगम ।

એ રજૂ કર્યું છે તેનો અર્થ એ છે કે 'ઉપર્યુક્ત જીવા

× જીવ–અજીવ–આસ્રવ–બધ–સવર–નિર્જરા–મોક્ષ એ (સાત) તત્ત્વો છે આ તત્ત્વસખ્યામા પુણ્ય અને પાપનો ઉમેરો કરતા તત્ત્વોની સખ્યા નવની બને છે પ્રકરણગ્રથોમા નવતત્ત્વની જ વિશેષ પ્રસિદ્ધિ છે અહીં બધતત્ત્વમા આ બેનો સમાવેશ થઈ જાય છે

જીવાદિ તત્ત્વોનો બોધ પ્રમાણ અને નયો વડે થાય છે' આ સૂત્રપરના સ્વોપજ્ઞભાષ્યમાં—

'प्रमाणनयैर्विस्तराधिगमो भवति।'

એમ કહ્યુ છે, એટલે આ તત્ત્વબોધ વિસ્તારથી થાય છે, એમ સમજવાનું છે

અહીં એ સ્પષ્ટતા પણ કરી દઈએ કે માત્ર દ્રવ્યાનુયોગ જ નહિ, માત્ર તત્ત્વજ્ઞાન જ નહિ, પણ જૈન મહર્ષિઓનો કોઈ પણ ઉપદેશ-આદેશ યથાર્થપણે સમજવો હોય તો તેમા નયજ્ઞાનની ખાસ જરૂર રહે છે, કારણ કે જૈન મહર્ષિઓ જે કઈ બોલે છે, તે સાપેક્ષપણે બોલે છે અને એ સાપેક્ષપણાનું જ્ઞાન આપણને નયવાદથી—નયની પદ્ધતિથી જ થાય છે

અહીં કોઈ એમ કહેતું હોય કે 'જૈન મહર્ષિઓ જે કઈ બોલે છે, તે સાપેક્ષપણે બોલે છે એમ શાથી માનવું ?' તો તેમની વિચારણાર્થે અમે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે શ્રી વિશેષાવશ્યક ભાષ્યમા કહેલા નીચેના વચનો રજૂ કરીએ છીએ·

'नत्थि नयहिं विहुण सुत्त अत्थो अ जिणमए किंचि।'

જિનમતમા—જિનપ્રવચનમાં કોઈ પણ સૂત્ર કે અર્થ નયરહિત નથી '

'વચન સાપેક્ષ વ્યવહાર સાચો કહ્યો, વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો' એ પંક્તિ ઘણાને કર્ણગોચર થઈ હશે તેનો અર્થ એ છે કે નિરપેક્ષપણે બોલવું એ જૂઠો વચન-વ્યવહાર છે હવે જૈન મહર્ષિઓ સત્યને જ વરેલા હોવાથી

અને મૃષાવાદના ત્યાગી હોવાથી નિરપેક્ષ વચનવ્યવહાર કેમ કરે ? એ વિચારી લેવું

અહીં સાપેક્ષતા અને નિરપેક્ષતાનો પ્રથમદર્શી ખ્યાલ આપવા માટે બે દષ્ટાંતો રજૂ કરવામા આવે છે

## (૧) બે પ્રવાસીઓનુ દૃષ્ટાંત

એક ગામ પર ધાડ પડી, ત્યારે એક વીર પુરુષે ગામનો બચાવ કરતા પોતાના દેહનુ બલિદાન આપ્યુ આથી ગામલોકોએ તેની યાદગીરીમા ગામના પાદરે તેનુ એક બાવલુ ઊભુ કર્યું અને તેના એક હાથમા તરવાર તથા બીજા હાથમા ઢાલ આપી આ ઢાલ સુંદર દેખાય તે માટે તેની એક બાજુ સોનાથી રમી અને બીજી બાજુ રૂપાથી રમી

એક વાર બે પ્રવાસીઓ સામસાની દિશામાંથી તે ગામને પાદર આવી ચડયા અને પેલા બાવલાનુ નિરીક્ષણ કરીને પોતપોતાનો અભિપ્રાય દર્શાવવા લાગ્યા

એકે કહ્યુ ધન્ય છે આ વીર પુરુષને કે જેણે પરો પકારાર્થે પ્રાણ પ્રાથર્યા

બીજાએ કહ્યું આ ગામના લોકો કદરદાન જણાય છે કે જેમણે એ વીર પુરુષની કદર કરી તેનુ બાવલુ બેસાડયુ

પહેલાએ કહ્યુ બાવલા તો ઘણી જગાએ હોય છે, પણ આના જેવા સુંદર નહિ !

બીજાએ કહ્યું બાવલા કરતાયે તેના હાથમાં રહેલા

તરવાર અને ઢાલ વધારે સુંદર લાગે છે અને તેમાયે આ સોનાથી રસેલી ઢાલ તો ઘણી જ સુંદર લાગે છે અહા ! શું તેની શોભા ?

પહેલાએ કહ્યુ જરા સભાળીને બોલ આ ઢાલ સોનેથી રસેલી નથી, પણ રૂપાથી રસેલી છે

બીજાએ કહ્યુ મારી આખો બરાબર કામ આપે છે, તેથી જે નજરે જોઉં છુ તે જ બોલુ છુ બાકી જેની આંખે બરાબર દેખાતુ ન હોય તે ગમે તેમ બોલે

પહેલાએ કહ્યુ અરે મૂર્ખ ! તું મને આધળો કહે છે ? તારી આખે જો બરાબર દેખાતું હોય તો તું આ રૂપાથી રસેલી ઢાલને સોનેથી રસેલી કહે જ નહિ

બીજાએ કહ્યુ તુ મૂર્ખશિરોમણિ જણાય છે કે જે સોનેથી રસેલી વસ્તુ કેવી હોય અને રૂપાથી રસેલી વસ્તુ હોય તે જાણતો નથી

આમ પરસ્પર જીભાજોડી થતાં બનેએ બાયો ચઢાવી અને તેઓ લડવા માટે સામસામા આવી ગયા, પણ એવામા ગામના કેટલાક ડાહ્યા માણુનો ત્યા
હતા, તે વચમા પડયા અને તેમને લડત
તેમને લડવાનુ કારણ પૂછય
બેવકૂફ એમ કહે છે કે
બીજાએ કહ્યુ કે
રૂપાથી રસેલી છે

આ સાંભળી પેલા દાહ્યા મુસાફરોએ કહ્યું કે 'જો લડવાનું કારણ આ જ હોય તો એક કામ કરો કે તમે એક બીજાને સ્થાને આવી જાઓ અને પછી ઢાલને જુઓ એટલે સાચી સ્થિતિ સમજાઈ જશે.'

બંનેએ સ્થાનપરિવર્તન કર્યું તો મ્હોમાં આંગળાં નાખી ગયા પહેલાએ કહ્યું કે 'આ ઢાલ તો સોનેરી પણ છે' બીજાએ કહ્યું કે 'આ ઢાલ તો રૂપેરી પણ છે' પછી બંને શરમિંદા થઈને પોતપોતાના માર્ગે ચાલ્યા ગયા

'આ ઢાલ સોનેરી જ છે' તથા 'આ ઢાલ રૂપેરી જ છે' એ બંને વચનવ્યવહાર નિરપેક્ષ હતા, કારણ કે તેમાં બીજી અપેક્ષાનો સ્વીકાર ન હતો, નિષેધ હતો પાછળથી જ્યારે પ્રવાસીઓએ એમ કહ્યું કે 'આ ઢાલ તો સોનેરી પણ છે' અને 'આ ઢાલ તો રૂપેરી પણ છે,' તે વચનવ્યવહાર સાપેક્ષ થયો, કારણકે તેમાં બીજી અપેક્ષાનો સ્વીકાર હતો

છ આંધળા અને હાથીનું દૃષ્ટાંત પણ આપણને આ સાપેક્ષ અને નિરપેક્ષપણાનો વધારે ખ્યાલ આપશે

## (૨) છ આંધળા અને હાથીનું દૃષ્ટાંત

એક રાજાનો રસાલો બપોર ગાળવા એક ગામની ધર્મશાળામાં રોકાયો, તેમાં કેટલાક ઘોડા હતા, કેટલાક ઊંટ હતા અને એક હાથી હતો ગામ લોકોને ખબર પડી, એટલે તેઓ ટોળે મળીને હાથીને જોવા આવ્યા તેમાં છ આંધળા પણ સામેલ હતા આ આંધળાઓએ હાથી વિષે ઘણું સાંભળ્યું હતું, પણ બીજો અનુભવ લીધો ન હતો,

એટલે મહાવતને કહેવા લાગ્યા કે 'ભલા થઈને અમને આ હાથીને અડકવા દે જેથી તે કેવો હોય તેનો ખ્યાલ અમને આવી જાય અમે અમારી જીદગીમા કદી હાથીને જોયો નથી '

મહાવત ભલો હતો, એટલે તેણે હાથીને અડવા માટેની છયે આધળાઓને છૂટ આપી અને તેઓ તેને તપાસવા લાગ્યા

એમ કરતા દરેક આધળાના હાથમા હાથીનું એક એક અગ આવ્યુ જેના હાથમા તેનો કાન આવ્યો, તેણે કહ્યુ કે 'આ હાથી તો સૂપડા જેવો લાગે છે' જેના હાથમા તેની સૂઢ આવી, તેણે કહ્યું કે 'આ હાથી તો સાબેલા જેવો લાગે છે' જેના હાથમા દતૂશળ આવ્યા, તેણે કહ્યું કે 'આ હાથી તો ભૂગળ જેવો લાગે છે' 'જેના હાથમા પગ આવ્યો, તેણે કહ્યુ કે 'આ હાથી તો થાભલા જેવો લાગે છે' જેના હાથમા પેટ આવ્યુ, તેણે કહ્યુ કે 'આ હાથી તો પખાલ જેવો લાગે છે' અને જેના હાથમા પાતળી પૂછડી આવી, તેણે કહ્યું કે 'મને તો એ સાવરણી જેવો જણાય છે'

દરેક આધળો એમ સમજતો હતો કે મારી વાત સાચા છે અને બીજાની વાત જૂઠી છે, એટલે તેઓ એક બીજાને જૂઠા કહેવા લાગ્યા અને એમ કરતા લડી પડ્યા

હાથીનો મહાવત તેમની આ સ્થિતિ જોઈને બોલ્યો કે 'ભલા માણસો! તમે આ ધાધલ શા માટે કરી રહ્યા છો? તમારામાના કોઈએ પણ હાથીને પૂરો તપાસ્યો નથી

તમે જે કંઈ જોયુ છે તે એક એક અગજ જોયુ છે તે પરથી આખા હાથી વિષે અભિપ્રાય આપવા મંડી પડ્યા છો, તેથી જ આ વિષમ સ્થિતિ પેદા થઈ છે હું આ હાથીને રોજ જોઉં છું, તેથી કહું છું કે તે સૂપડા જેવો પણ છે, સાંબેલા જેવો પણ છે, ભૂંગળ જેવો પણ છે, થાંભલા જેવો પણ છે, પખાલ જેવો પણ છે અને સાવરણી જેવો પણ છે તમારી દરેકની વાત સાચી છે, પણ તમે બીજાને જૂઠા પાડો છો, તે ઠીક નથી માટે પાયલ કરવાનું છોડી દો.' આ સાંભળી આંધળાઓ ચૂપ થઇ ગયા અને પોતાના રસ્તે સીધાવ્યા

અહીં 'આ હાથી સૂપડા જેવો જ છે, ભૂંગળ જેવો જ છે,' વગેરે વચનો નિરપેક્ષ હતા, કારણકે તે બીજી અપેક્ષાઓને ધ્યાનમાં લેનારા ન હતા જ્યારે 'આ હાથી સૂપડા જેવો પણ છે, ભૂંગળ જેવો પણ છે' વગેરે મહાવતનાં વચનો સાપેક્ષ હતા, કારણકે તે બીજી અપેક્ષાઓને ધ્યાનમા લેનારા હતા.

નિરપેક્ષ વચનોએ તકરાર જગાડી, કલહ ઉભો કર્યો અને વાત મારામારી સુધી પહોંચાડી, એટલે સુજ્ઞજનોએ નિરપેક્ષ વચનવ્યવહાર કરવો યોગ્ય નથી, એમ જૈન મહર્ષિઓનું સ્પષ્ટ મંતવ્ય છે

કોઇપણ વચનોની અપેક્ષા બરાબર સમજવામાં ન આવે તો કેવું પરિણામ આવે છે, તે રાણી ચેલ્લણાના એક જીવનપ્રસંગ પરથી સમજી શકાશે.

## રાણી ચેલ્લણાના જીવનનો એક પ્રસંગ

ઠંડીના દિવસો હતા, ટાઢ કકડીને પડતી હતી તે વખતે રાજા શ્રેણિક અને રાણી ચેલ્લણા રાજમહેલના એક હુંફાળા ખંડમાં છપ્પરપલંગ પર મશરૂની તળાઈઓ પર લેટ્યા હતા અને શરીર પર બહુમૂલ્ય ગરમ રજાઈઓની સોડ ભીડી લીધી હતી બંને ઘસઘસાટ ઊંઘી રહ્યા હતા એવામાં ચેલ્લણાનો હાથ સોડમાંથી બહાર નીકળી ગયો અને તે સખ્ત ઠંડીને લીધે કળવા લાગ્યો

એ વખતે તેને દિવસે જોયેલા એક ધ્યાનસ્થ મુનિ યાદ આવ્યા 'સુકલકડી શરીર, આછા વસ્ત્રો અને પર્વતની તળેટી આવી સખ્ત ઠંડીમા એમનુ શું થયું હશે?' એ વિચાર તેના હૃદયને સ્પર્શી ગયો તેમા 'એમનુ શું થયું હશે?' એ શબ્દો પ્રકટ રીતે બોલાઈ ગયા રાજાએ તેને કાનોકાન સાંભળ્યા અને તે વિચારમા પડ્યો હું તો પાસે જ સૂતો છું, ત્યારે આ ચેલ્લણા અત્યારે કોનો વિચાર કરતી હશે? સ્ત્રીઓનુ કઈ કહેવાય નહિ! તેમના પર ગમે તેટલો સ્નેહ રાખો તો પણ તેમનુ ચિત્ત અવશ્ય બીજે જાય! જ્યારે પટરાણીની આ સ્થિતિ છે, ત્યારે બીજી રાણીઓનું તો કહેવું જ શું?' આવા આવા વિચારોમા તેણે રાત્રિ જેમ તેમ પસાર કરી

સવાર થયું અને રાજા નિત્યકર્મથી પરવાર્યા પછી પ્રભુ મહાવીરને વાંદવા ચાલ્યા પરંતુ વાંદવા જતી વખતે

અત્રીશ્વર અભયકુમારને આજ્ઞા કરતા ગયા કે 'મારા અંતઃપુરને જલાવી દેજે પાપને વિસ્તરવા દેવુ નથી'

અભયકુમાર બુદ્ધિના નિધાન હતા તે સમજી ગયા કે ગમે તે કારણે પિતાજી આજે રોષમા છે, નહિ તો આવી આજ્ઞા કરે નહિ પરંતુ આ આજ્ઞાનો અમલ કરીશ તો મહાઅનર્થ થશે અને અમલ નહિ કરુ તો હુ શિક્ષાને પાત્ર ઠરીશ, એટલે તેમણે વચલો રસ્તો કાઢ્યો અને અંતઃપુરની આસપાસ થોડી જીર્ણ ઝુંપડીઓ હતી, તે સળગાવી બૂમ ઉઠાડી કે 'રાજાનું અંતઃપુર સળગ્યુ' પછી તે પણ પ્રભુ મહાવીરને વંદન કરવા ચાલ્યા

અહીં રાજા શ્રેણિકે પ્રભુ મહાવીરને વિનયથી વંદન કરીને પૂછ્યુ કે 'હે ભગવંત! ચેલ્લણા સતી છે કે અસતી? જો સતી હોય તો મે સાભળ્યું એનુ કેમ?' પ્રભુએ કહ્યુ કે 'હે રાજન્! માત્ર ચેલ્લણા જ નહિ, પણ ચેટક રાજાની સાતે પુત્રીઓ સતી છે, માટે તેના પર વહેમ લાવવાનુ કોઈ કારણ નથી તું આગલા દિવસે રાણી ચેલ્લણા સાથે મને વંદન કરવા આવેલો, ત્યારે રાણી ચેલ્લણાએ વૈભાર ગિરિની તળેટીમા એક મુનિને ધ્યાન ધરતા જોયેલા રાત્રે સોડમાથી રાણીનો હાથ બહાર નીકળી જતા સખ્ત ઠંડીને લીધે તે કળવા લાગ્યો, ત્યારે તેને એ મુનિ યાદ આવ્યા રાજમહેલના હુંફાળા ઓરડમા મારી આ સ્થિતિ થઈ, તો 'એમનુ શું થતુ હશે?' એ વિચાર તેમા મનમા આવ્યો આ શબ્દો ભાવોદ્રેકવશાત્ તે પ્રકટપણે બોલી ગઈ અને

તે સાભળ્યા, તેથી તુ વહેમાયો, પણ એવો વહેમ રાખવાનું કાઈ કારણ નથી'

આ શબ્દોએ રાજા શ્રેણિકના મનનુ સમાધાન કર્યું અને પોતે જે હુકમ કર્યો હતો, તે તદ્દન અવિચારી હતો, તેનો ખ્યાલ આવી ગયો વળી અભયકુમારે પોતાની એ આજ્ઞાનો અમલ જરૂર કર્યો હશે, એવી તેમને ખાતરી હતી આથી તે ચિંતાતુર બન્યા અને પ્રભુ પાસેથી વિદાય લઈ નગર ભણી પાછા ફર્યા

રસ્તામા અભયકુમાર મળ્યા તેને રાજાએ પૂછ્યું કે 'શું કર્યું ?' અભયકુમારે કહ્યુ 'અત પુરને સળગાવી દીધું,' આ સાભળી શ્રેણિકના ખેદનો પાર રહ્યો નહિ તે બોલી ઉઠ્યા કે 'એ તો અવિચારી હુકમ કર્યો, પણ તને એનો અમલ કરતા લજ્જા કેમ ન આવી ? માટે તુ મારી પાસેથી ચાલ્યો જા, તારુ મુખ બતાવીશ નહિ'

અભયકુમાર આ સસારને અસાર જાણી ચૂકયા હતા અને કેટલાક વખતથી પ્રભુ મહાવીર પાસે દીક્ષિત થવાના મનોરથ સેવી રહ્યા હતા, પણ પિતા તેમને છોડતા ન હતા, તેથી કામ ઢીલમા પડયુ હતું તે આ શબ્દોએ ત્વરિત બનાવી દીધુ

અહીં રાજાએ નગરમા આવીને જોયુ તો અત પુર નજીકની કેટલીક ઝુપડીઓ સળગી ગઈ હતી, પણ અત પુર સલામત હતું, તેથી તેમને ખૂબ આનદ થયો, પણ આ ઘટનાથી તેમણે અભયકુમાર જેવા એક બુદ્ધિનિધાન

મંત્રીને સહાને માટે રુમાવ્યા હતા, એ ખોટ જેવી તેવી ન હતી

તાત્પર્ય કે શબ્દોની અપેક્ષા સમજ્યા વિના તેનો અર્થ કરવામાં ભૂલ થવાનો પૂરેપૂરો સંભવ છે, તેથી શબ્દોની અપેક્ષા બરાબર સમજવી જોઈએ

નયવાદ આપણને આ અપેક્ષાઓનુ જ્ઞાન પૂરુ પાડે છે, તેથી પાઠકોએ તેનો પરિચય કરી લેવાની જરૂર છે પ્રસ્તુત નિબંધ એ પરિચય પૂરો પાડશે.

## ૭—નયની વ્યાખ્યા

નય શબ્દ ની ધાતુ પરથી બનેલો છે તે ન્યાય, નીતિ, આચાર, સદ્ગુણ, યોજના, પદ્ધતિ, સુસ્પષ્ટપણું વગેરે અનેક અર્થો બતાવે છે, પણ અહીં તે પ્રસ્તુત નથી અહીં તો વસ્તુનો અંશે બોધ થવામાં ઉપયોગી થનારુ જે સાપેક્ષ જ્ઞાન તેને જ નય સમજવાનો છે જૈન શાસ્ત્રો 'સકલાદેશ'ને પ્રમાણજ્ઞાન કહે છે અને 'વિકલાદેશ' ને નયજ્ઞાન કહે છે સકલાદેશ એટલે વસ્તુનો સામસ્ત્યેન અર્થાત્ અખંડપણે બોધ અને વિકલાદેશ એટલે વસ્તુનો અમુક અંશે બોધ

નયની એક વ્યાખ્યા એવી છે કે 'सर्वत्रानन्तधर्मा-ध्यासिते वस्तुनि एकांशग्राहको बोधो नय इति। સર્વ વસ્તુઓમાં અનંત ધર્મનો અધ્યાસ છે, તેમાથી એક અંશ ગ્રાહક જે જ્ઞાન તે નય'

બીજી વ્યાખ્યા એવી છે કે 'नानास्वभावेभ्यो व्यावृत्यैकस्मिन् स्वभावे वस्तु नयति प्राप्नोतीति नयः । વસ્તુના જુદા જુદા સ્વભાવોમાંથી વ્યાવૃત્ત થઈને (ખમીને) એક સ્વભાવમાં વસ્તુને પહોંચે પ્રાપ્ત કરે તે નય'

ત્રીજી વ્યાખ્યા એવી છે કે 'प्रमाणेन संग्रहीतार्थैकांशो नयः । પ્રમાણ વડે સંગ્રહેલો જે અર્થ તેનો એક અંશ તે નય'

ચોથી વ્યાખ્યા એવી છે કે 'नीयते येन श्रुताख्यप्रमाणविषयीकृतस्यार्थस्यांशस्तदितरांशौदासीन्यतः स प्रतिपत्तुरभिप्रायविशेषो नयः । શાસ્ત્રરૂપી પ્રમાણ વડે નિશ્ચિત કરેલ વસ્તુના અંશને જે ગ્રહણ કરે અને બાકીના અંશો અંગે ઉદાસીન રહે એવો પ્રતિપાદન કરનારનો અભિપ્રાયવિશેષ તે નય'

નય સંબંધી બીજી પણ વ્યાખ્યાઓ જોવામાં આવે છે, પણ મુખ્યતા આ વ્યાખ્યાઓની છે, તેથી પાઠકોએ તેના પર ખાસ લક્ષ આપવાની જરૂર છે

પ્રશ્ન—વસ્તુ માત્રમાં અનંત ધર્મોનો અધ્યાસ છે, તે શી રીતે મનાય ?

ઉત્તર—એક વસ્તુમાં જુદી જુદી અપેક્ષાએ જુદા જુદા ધર્મનો અધ્યાસ (સંબંધ) છે અને આવી અપેક્ષાઓ અનંત છે, એટલે એક વસ્તુમાં અનંત ધર્મોનો અધ્યાસ સુસંભવિત છે

એક ચંદ્ર વિષે આ જગતમાં કેટલા કાવ્યો લખાયાં

હશે ? અને હજી પણ કેટલા લખાય છે ? આ પ્રમાણે ભવિષ્યમા પણ બીજા કાવ્યો લખાશે કે નહિ ? આ કાવ્યોની સખ્યા કેટલી થાની ? હવે દરેક કાવ્ય ચદ્રમા કોઈ ને કોઈ ગુણ-ધર્મના સબન્ધનું વર્ણન કરતું હોય, તો ચદ્રમા કેટલા ગુણ-ધર્મ સભવે ? એનો જવાબ અનતથી જ આપવો પડે

હાલમા ફોટોગ્રાફીની કળા ખૂબ વિકાસ પામી છે, તે પણ આ વિષયનુ ઉદાહરણ પૂરુ પાડે છે એક મનુષ્યની છબી લેવી હોય તો તે કેટલી રીતે લઈ શકાય ? છબી આગળથી લઈ શકાય છે, પાછળથી લઈ શકાય છે, બને બાજુઓથી પણ લઈ શકાય છે, ઊંચેથી પણ લઈ શકાય છે અને નીચેથી પણ લઈ શકાય છે વળી જુદા જુદા ખૂણા અને અશો પરથી પણ તે લઈ શકાય છે આ બધુ ધ્યાનમા રાખીને જવાબ આપવાનો છે

મહાત્મા ગાધી, જવાહરલાલ નહેરુ, હિટલર, સ્ટેલીન, ક્રુશ્ચેવ, ચર્ચીલ, રૂઝવેલ્ટ, આઈઝનહોવર વગેરે પ્રસિદ્ધ પુરુષોની છબીઓ કેટલી પડી હશે ? જ્યારે કોઈ પણ પ્રસિદ્ધ પુરુષ સભા કે સમારોહમા આવે છે, ત્યારે તેની આકૃતિ ઝડપી લેવા માટે કેમેરામેનોની ફોજ ખડી હોય છે તેઓ જૂદી જૂદી રીતે તેમના અનેક ફોટો લે છે અને તેમની ફીલ્મો પણ ઉતારે છે આવી ફીલ્મ ૧૦૦૦ ફુટ ઉતારવામા આવે તો તેમા ૨૩૦૦૦ થી ૨૪૦૦૦ છબીઓ પડે છે। હવે આવા પ્રસગો તો પ્રસિદ્ધ પુરુષોના જીવનમા અનેક

આવે છે, તો તેમની કુલ છબીઓ કેટલી ગણવી ? દરેક છબીમા મનુષ્યની જૂદી આકૃતિનુ દર્શન થાય છે, એટલે મનુષ્ય અપેક્ષાવિશેષથી અનત આકૃતિવાળો છે, એમ જ માનવુ રહ્યું

પ્રશ્ન—વસ્તુના જુદા જુદા સ્વભાવોથી વ્યાવૃત્ત થઈ એક સ્વભાવને પ્રાપ્ત કરવાના અર્થ શું ?

ઉત્તર—વસ્તુના જુદા જુદા સ્વભાવોથી વ્યાવૃત્ત થવું, એટલે તેને લક્ષમા ન લેવા અને તેના એક સ્વભાવમા ધર્મમા પ્રાપ્ત થવુ તાત્પર્ય કે તેના એક ધર્મનુ જ જ્ઞાન કરવું દાખલા તરીકે ઘોડામા અનેક જાતના ગુણધર્મો છે, પણ ‘આ ઘોડો લાલ છે’ એટલુ જ કહીએ તો તેમા ઘોડાના અન્ય ગુણોની ઉપેક્ષા થાય છે અને તે ‘લાલ છે’ એવા તેના એક ગુણનું જ્ઞાન થાય છે

પ્રશ્ન—પ્રમાણ વડે સગ્રહેલા અર્થનો એક અશ તે નય, એ વ્યાખ્યાથી શું સમજવુ ?

ઉત્તર—પ્રમાણવડે આપણને અર્થનુ–પદાર્થનું જ્ઞાન થાય છે તે પદાર્થના એક એક અશનું જ્ઞાન કરવુ તે નય છે દાખલા તરીકે ‘આ ઘોડો છે’ એમ પ્રમાણથી જાણ્યા પછી ‘તે લાલ છે,’ ‘ઊચો છે,’ ‘જુવાન છે,’ ‘પાણીદાર છે’ એમ તેના જૂદા જૂદા અશોને–ગુણોને જાણવા તે જ્ઞાન નયરૂપ છે

પ્રશ્ન—બીજા અશો તરફ ઉદાસીન રહેવાનો અર્થ શું ?

ઉત્તર—બીજા અંશો માટે પ્રતિકૂળ અભિપ્રાય ન ઉચ્ચારવો અર્થાત્ તેનો નિષેધ ન કરવો, તે બીજા અંશો તરફની ઉદાસીનતા કહેવાય આ ઘોડો લાલ છે, એટલુ જ વિધાન કરીએ તો એની ઊંચાઈનો, જુવાનીનો કે પાણીદારપણાનો નિષેધ થતો નથી, એટલે તેમા બીજા અંશો પ્રત્યે ઉદાસીનતા પ્રવર્તે છે

## ૩-નયાભાસ (દુર્નય)

પ્રશ્ન—વસ્તુનો ઈષ્ટ અંશ ગ્રહણ કરી બીજા અંશોના નિષેધ કરીએ તો શુ થાય ?

ઉત્તર—એ જ્ઞાન નયરૂપ ન રહેતા નયાભાસ બની જાય, દુર્નયની કોટિમા આવે નયાભાસ કે દુર્નય એ મિથ્યાજ્ઞાન છે, અસત્ય જ્ઞાન છે દાખલા તરીકે ઢાલને જોનારાઓએ 'આ ઢાલ સોનેરી જ છે' અને 'આ ઢાલ રૂપેરી જ છે' એમ માન્યુ તે નયાભાસ હતો, દુર્નય હતો 'આ ઢાલ સોનેરી જ છે' એમ કહેતા તેના રૂપેરીપણાનો નિષેધ થયો અને આ ઢાલ રૂપેરી જ છે, એમ કહેતા તેમના સોનેરીપણાનો નિષેધ થયો વાસ્તવમા એ ઢાલ સોનેરી પણ હતી અને રૂપેરી પણ હતી, એટલે તેમનુ એ જ્ઞાન મિથ્યા હતું, અસત્ય હતું

શાસ્ત્રમા કહ્યુ છે કે 'स्वाभिप्रेतादंशादितरांशापलापी नयाभासः । પોતે ગ્રહણ કરેલા અંશથી બીજા અંશોનો અપલાપ કરનાર-નિષેધ કરનાર નયાભાસ છે' તાત્પર્ય કે એ

વાક્યોમાં નયનો આભાસ થાય છે, પણ વાસ્તવિક રીતે એ નય નથી દુર્નય એ નયાભાસનુ જ બીજુ નામ છે

## ૪–નયના પર્યાયશબ્દો

શાસ્ત્રોમાં નયને માટે પ્રાપક, કારક, સાધક, નિવર્તક, નિર્ભાસક, ઉપલભક, વ્યજક, વગેરે શબ્દો વપરાયેલા છે. તેના અર્થો આ પ્રમાણે સમજવા

પ્રમાણે સ્વીકારેલા અનેક ધર્મોમાથી ગમે તે એક ધર્મની જ્ઞાનમાં પ્રાપ્તિ કરાવે તે પ્રાપક ઉક્ત ધર્મનો બોધ કરાવે તે કારક ઉક્ત ધર્મના નિર્ણયને સાધે તે સાધક બીજા વિરોધી અભિપ્રાયથી પાછો ન પડે તેવા અભિપ્રાયવાળો બોધ તે નિવર્તક ધર્મનો વ્યક્તિગત ભાસ કરાવે તે નિર્ભાસક વિશિષ્ટ ક્ષયોપશમની અપેક્ષાએ સૂક્ષ્મ અર્થની ઉપલબ્ધિ કરાવે તે ઉપલભક અને પ્રધાનપણે પોતાના વિષયને પ્રગટ કરે તે વ્યજક

## ૫–નયના પ્રકારો

નય અપેક્ષાને અવલબે છે અને તેવી અપેક્ષા વ્યક્તિ દીઠ કે વચન દીઠ જૂદી જૂદી હોય છે, તેથી નયોના પ્રકાર અગણિત સભવે છે સમતિ તર્કમાં કહ્યુ છે કે 'जावईया वयणपहा तावईया चेव हुंति नयवाया। જેટલા વચનપથ છે, તેટલા નયવાદ છે' આ બધા નયોનુ વિસ્તારથી વર્ણન થઈ શકે નહિ, એટલે તેનુ વર્ગીકરણ કરવામાં આવે છે

જેમકે-નિશ્ચય નય અને વ્યવહાર નય, જ્ઞાનનય અને ક્રિયાનય, દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય

તેમાં જે તત્ત્વને ગ્રહણ કરે તે નિશ્ચયનય કહેવાય અને લોકવ્યવહારને ગ્રહણ કરે તે વ્યવહારનય કહેવાય જ્ઞાનને મુક્તિના સાધનરૂપ માને તે જ્ઞાનનય કહેવાય અને ક્રિયાને મુક્તિનાં સાધનરૂપ માને, તે ક્રિયાનય કહેવાય જે દ્રવ્યને લક્ષમાં લે તે દ્રવ્યાર્થિક નય કહેવાય અને પર્યાય ને લક્ષમાં લે તે પર્યાયાર્થિક નય કહેવાય આ બંને નયો ખાસ લક્ષમાં લેવા લાયક છે, કારણ કે સઘળા નયો છેવટે તેમાં જ પર્યવસાન પામે છે

અહીં એ સ્પષ્ટતા કરી લઈએ કે જૈન દર્શન અને સ્યાદ્વાદમાં માનનારા હોવાથી નિશ્ચયપૂર્વક વ્યવહાર અને વ્યવહારપૂર્વક નિશ્ચય માને છે, દ્રવ્યપૂર્વક પર્યાય અને પર્યાયપૂર્વક દ્રવ્ય માને છે, પણ માત્ર નિશ્ચય કે માત્ર વ્યવહાર, અથવા માત્ર જ્ઞાન કે માત્ર ક્રિયા માત્ર દ્રવ્ય કે માત્ર પર્યાય એમ માનતું નથી, અન્યથા તે સર્વ નયોને ન્યાય આપનારૂં ન ગણાય.

પ્રશ્ન—માત્ર નિશ્ચય કે માત્ર વ્યવહારને માનીએ તો શું વાંધો ?

ઉત્તર—જો માત્ર નિશ્ચયને માનીએ તો વ્યવહારનો લોપ થાય અને વ્યવહારનો લોપ થતા સઘળી ધાર્મિક, ક્રિયાઓ, સઘળા ધાર્મિક અનુષ્ઠાનો નિરર્થક ઠરે અને તત્ત્વની પ્રાપ્તિ જ ન થાય તે જ રીતે જો માત્ર વ્યવહારને

માનીએ તો ,તત્ત્વનો લોપ થાય અને પરમાર્થ પામી શકાય નહિ

જેઓ નિશ્ચયની પ્રાપ્તિ પર ભાર મૂકી વ્યવહારને જતો કરવાનું કહે છે, તેમને ઉદ્દેશી નિશ્ચય અને વ્યવહાર નામના એક મનનીય નિબધમા નિમ્ન શબ્દો લખાયા છે

'અરે, ભલાભાઈ! પણ એ તો વિચાર કરો કે આ નિશ્ચય તમને બતાવનાર કોણ છે? જૈન શાસન ને? એ વ્યવહારમાર્ગ વિના આજ સુધી ચાલી આવત ખરો? જે શાસન શ્રીતીર્થંકર ભગવાને ઉપદેશ્યુ, સ્થાપ્યું અને એ દ્વારા જગતને સત્ય તત્ત્વનું દર્શન કરાવ્યુ, એ જિન શાસનનો પ્રવાહ આજ સુધી જગત પર ચાલ્યો આવ્યો, તે શી રીતે? કહો કે પ્રભુએ સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકાનો ચતુર્વિધ સઘ નક્કી કર્યો, એ સઘને માટે આતરિક આત્મ વિકાસ ઉપરાત બાહ્યથી તેને માટે ઉચિત ધાર્મિક આચારો–અનુષ્ઠાનો, વ્રત–ક્રિયાઓ વગેરે નક્કી કર્યું, અને શ્રી સઘે તે પ્રમાણે વર્તવાનું ઉઠાવી લીધુ, તેથી શાસન ચાલી આવ્યુ છે એમા સઘ પૈકીના જૂના જૂના સાધુના ઉપદેશવ્યવહાર, તથા જિતના અનુયાયીઓ અને આરાધકોના બાહ્ય ધર્મ વ્યવહાર જોઈ જોઈ ને નવા નવા અનુયાયીઓ અને આરાધકો તૈયાર થતા ચાલ્યા એમ વ્યવહાર પર સઘપ્રવાહ ચાલ્યો

×આ નિબધ પૃ ૫ મહારાજશ્રી ભાનુવિજયજી ગણિવરે લખેલો છે અને દિવ્યદર્શન કાર્યાલય, કાળુશીની પોળ, અમદાવાદથી એ રૂપિયાની કિંમતે પ્રસિદ્ધ થયેલો છે

આવ્યો, જિનશાસનની ધારા વહી આવી હજી પણ વ્યવહાર પર જ ધારા ચાલુ રહેશે

પૂર્વની તેજસ્વી બુદ્ધિના કાળે કેવળ મુખપાઠથી સૂત્ર વાચનાનો વ્યવહાર ચાલ્યો આ રીતે વ્યવહારના બળ ઉપર શ્રી જિનશાસન, જિનસંઘ, જિન આગમ અવિચ્છિન્ન પ્રવાહે ચાલી આવ્યા છે, ત્યારે આજે 'જૈન ધર્મ શું?' 'તત્ત્વો શું?' 'મોક્ષના ઉપાય શું?' 'નિશ્ચય-વ્યવહાર શું?' ઈત્યાદિ જાણવા મળે છે એના પર વિચાર થાય છે કે નિશ્ચય માનવો કે વ્યવહાર? વ્યવહારથી આટલે સુધી આવી શક્યા છો તો કહો છો કે 'નિશ્ચયથી તત્ત્વની પ્રાપ્તિ થશે, વ્યવહારનું શું કામ છે?' પણ હવે સમજ્યા હશો કે વ્યવહારની સલામતી પર નિશ્ચય ટકાવી શકીએ છીએ

ત્યારે એ તો જુઓ કે પ્રભુની વાણીનો પ્રકાશ એ શું છે? વ્યવહાર જ ને? તેમ સંઘસ્થાપના ને સંઘના આચારો-અનુષ્ઠાનો એ પણ વ્યવહાર જ ને? તો પછી ભણવું, ભણાવવું, વ્યાખ્યાન કરવા-સાંભળવા એ પણ વ્યવહારમાર્ગ કે બીજું કાંઈ? તેવી રીતે શાસ્ત્રો લખાયા, રક્ષાયા, એ પણ વ્યવહાર માર્ગ કે બીજું કંઈ? નિશ્ચયથી જે મોક્ષમાર્ગ છે, એની નજીક લઈ જનારો આ બધો વ્યવહારથી મોક્ષમાર્ગ છે એના વિના ક્યાં ચાલી શકે એમ છે? તેથી એ નક્કી થયું કે વ્યવહારના પ્રવાહથી શાસનનો પ્રવાહ ચાલી આવ્યો અને તેણે નિશ્ચય દૃષ્ટિ શિખવાડી, તો આમાં તો વ્યવહારની મહાન ઉપયોગિતા

સાબીત થઈ, પણ એની જરૂરીઆત ઉડી ક્યા ?' તાત્પર્ય કે નિશ્ચય જેટલી જ જરૂર વ્યવહારની પણ છે

પ્રશ્ન—માત્ર જ્ઞાન કે માત્ર ક્રિયા માનવામા શું વાધો આવે છે ?

ઉત્તર—એમ માનતા સત્ય માર્ગનો લોપ થાય છે. જેમ ઔષધના જ્ઞાનમાત્રથી દર્દી સારો થતો નથી, તેમ માત્ર જ્ઞાનથી મનુષ્ય મુક્તિ સુધી પહોચી શકતો નથી અને જેમ ઔષધના જ્ઞાન વિના ગમે તેવુ ઔષધ વાટીને ખાઈ દેવાથી દર્દ મટતું નથી, તેમ જ્ઞાન વિનાની ગમે તેવી ક્રિયાઓ કરવાથી કર્મબધન તૂટતું નથી એટલે જ્ઞાનપૂર્વક ક્રિયા અને ક્રિયાપૂર્વક જ્ઞાન હોવુ જરૂરી છે

પ્રશ્ન—માત્ર દ્રવ્ય અને માત્ર પર્યાયને માનવામા પણ કઈ આપત્તિ આવે છે કે શું ?

ઉત્તર—એમા પણ આવી જ આપત્તિ છે માત્ર દ્રવ્યને પકડીએ અને પર્યાયને છોડી દઈએ તો વ્યવહારની સિદ્ધિ થાય નહિ અને માત્ર પર્યાયને પકડીએ અને દ્રવ્યને છોડી દઈએ તો મૂળ તત્ત્વની પિછાન થાય નહિ એક ઉદાહરણથી આ વાત સ્પષ્ટ કરીશુ કોઈ એમ કહે કે આ સ્ત્રીના શરીર પર સોનુ છે, તો તે શી રૂપે છે, કકણ રૂપે છે કે હારરૂપે છે, એનો બોધ થાય નહિ તેજ રીતે કોઈ એમ કહે કે 'આ સ્ત્રીએ કકણ પહેરેલુ છે' તો તે સોનાનું છે, હાથીદાતનુ છે કે પ્લાસ્ટીકનુ છે, તેનો બોધ

થાય નહિ તેની જગાએ એમ કહેવામા આવે કે 'આ સ્ત્રીએ સોનાનુ કકણુ પહેરેલુ છે, તો બધી સ્પષ્ટતા થઈ જાય છે સોનુ એ દ્રવ્ય છે અને કકણુ એ પર્યાય છે સાચી હકીકત એ છે કે દ્રવ્ય વિના પર્યાયની અને પર્યાય વિના દ્રવ્યની આપણને કલ્પના આવી શકતી નથી માટીને બાદ કરીને ઘડાનો વિચાર કરવો હોય તો કરી શકીએ ખરા ?' એ જ રીતે ગોળ વગેરે આકૃતિરહિત ઘડાનો વિચાર કરવો હોય તો પણ કરી શકીએ ખરા ? બંનેનો જવાબ નકારમા આવશે. એટલે નિશ્ચયપૂર્વક વ્યવહાર અને વ્યવહારપૂર્વક નિશ્ચય વગેરે માન્યતાઓ યથાર્થ છે

દ્રવ્યાર્થિક નય દરેક વસ્તુને નિત્ય માને છે, કારણ કે કોઈ પણ દ્રવ્યનો સર્વથા નાશ થતો નથી સોનાની પીટીઓ ભાગીને કુડલ કરવામા આવે, કુડલ ભાગીને હાર કરવામા આવે અને હાર ભાગીને મુકટ કરવામા આવે તો સોનુ એ બધા પર્યાયોમા કાયમ રહે છે

જૈન મહર્ષિઓ કહે છે કે 'આ વિશ્વનુ તત્ર ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને આત્મા એ છ દ્રવ્યો વડે ચાલે છે (અહી ધર્મ અને અધર્મ પુણ્યપાપસૂચક શબ્દો નથી, પણ ગતિસહાયક અને સ્થિતિસહાયક એક પ્રકારના દ્રવ્યો છે) આ છયે દ્રવ્યો સ્વભાવથી નિત્ય છે, એટલે કદી સર્વથા નાશ પામે તેવા નથી

પર્યાયાર્થિક નય દરેક વસ્તુ ક્ષણિક માને છે, કારણ કે દરેક પર્યાય નાશ પામવાના સ્વભાવવાળો છે 'નામ

તેનો નાશ ' એ ઉક્તિમા નામ શબ્દ આ પર્યાયના અર્થમા જ સમજવાનો છે

દ્રવ્યાર્થિક નયના ત્રણ પ્રકારો છે (૧) નૈગમ, (૨) સગ્રહ અને (૩) વ્યવહાર પર્યાયાર્થિક નયના ચાર પ્રકારો છે (૧) ઋજુસૂત્ર, (૨) શબ્દ (૩) સમભિરૂઢ અને (૪) એવભૂત આ બને પ્રકારોને સાથે ગણતા સાતની સખ્યા થાય છે અને તેની જ વિશેષ પ્રસિદ્ધિ છે

નયકર્ણિકામા કહ્યુ છે કે–

यथोत्तर विशुद्धा स्युर्नया सप्ताप्यमी तथा ।
एकैक स्याच्छत भेदास्तत सप्तशताप्यमी ॥१९॥
अथैव भूतसमभिरूढयो शब्द एव चेत् ।
अन्तर्भावस्तदा पच नयपचशतीमिद ॥२०॥

'આ સાતે નયો ઉત્તરોત્તર વિશુદ્ધ છે, એટલે સૂક્ષ્મ છે આ એકેક નયના સો સો ભેદ છે, તેથી તેમની કુલ સખ્યા ૭૦૦ ની થાય છે અને એવભૂત તથા સમભિરૂઢ નયનો શબ્દનયમા જ અતર્ભાવ કરીએ તો નયની સખ્યા પાચની થાય છે અને તે દરેકના સો સો ભેદ ગણતા કુલ સખ્યા ૫૦૦ ની થાય છે'

તે સબધી પ્રાચીન ગાથા નીચે મુજબ છે –

एक्केक्को य सयविहो सत्त नय सया एमेव ।
अन्नोवि-य आएसो, पचेव सया नयाण तु ॥

'સાત નયમાનો દરેક નય શતવિધ–સો પ્રકારનો છે,

તેથી તેની સખ્યા ૭૦૦ ની થાય છે આ સબધી બીજો પણ આદેશ છે એ રીતે કુલ સખ્યા ૫૦૦ ની થાય છે' બીજો આદેશ કયો છે? તેની સ્પષ્ટતા ઉપરના શ્લોકમા કરવામા આવી છે

આ પ્રકારો અગે કહ્યુ છે કે–

जावंतो वयणपहा तावंतो वा नया वि सद्दाओ।
त चेत्र परसमया सम्मत्त समुदिया सव्वे॥

'જેટલા વચનપ્રકારો કે શબ્દો છે, તેટલા નયો છે અને તે (જુદાજુદા) પરસમય છે, અર્થાત્ અન્યતીર્થિકના સિદ્ધાતો છે, તે સર્વે નય એકઠા કરીએ તો સમ્યક્ત્વ છે, જૈન સિદ્ધાત છે'

તાત્પર્ય કે અન્ય દર્શનીઓના સિદ્ધાતો કોઈ પણ એક દૃષ્ટિ રાખીને પ્રવર્તેલા છે અને તેમા આગ્રહ રાખતા મિથ્યાત્વનો હેતુ બનેલ છે, જ્યારે જૈન દર્શન એ બધી દૃષ્ટિઓનો સમન્વય કરનારુ હોવાથી સમ્યક્ત્વનો હેતુ છે

પ્રશ્ન–જેમ થોડુ થોડુ વિષ એકઠુ કરતા ઘણુ વિષ થાય છે, તેમ સર્વ નય પ્રત્યેક અવસ્થામા મિથ્યાત્વનો હેતુ છે, તે સર્વ એકઠા થતા વિશેષ મિથ્યાત્વનો હેતુ કેમ ન થાય?

ઉત્તર—જેમ ધન-ધાન્ય-ભૂમિને અર્થે અરસપરસ લડી મરતા ઘણા માણસો કોઈ નિષ્પક્ષપાત ન્યાયાધીશ પાસે એકઠા થઇને જાય, ત્યારે એ પક્ષપાતરહિત અધિ-

કારી યુક્તિ વડે ઝઘડાનું કારણ મટાડી અરસપરસ તેઓનો મેળાપ કરી દે છે, તેમ જૈન દર્શન પરસ્પર વિરોધી નયોનો વિરોધ ટાળી એકત્ર મિલાપ કરાવી દે છે જેમ વિષની ઘણી કણીઓ પણ પ્રૌઢ મંત્રવાદીના પ્રયોગથી નિર્વિષ થઈ જાય છે અને કોઢિયા આદિ રોગીઓને દેતા અમૃત રૂપે પરિણમે છે, તેમ પરસ્પર વિરોધી જૂદા જૂદા નયો રૂપી વિષની કણીઓ સ્યાદ્વાદરૂપ પ્રૌઢ મંત્રવાદીના સાપેક્ષ પ્રયોગથી અવિરોધરૂપ નિર્વિષપણાને પામે છે અને હઠ-કદાગ્રહ આદિ રૂપ કોઢ પીડિતને ટાળવા માટે અમૃતરૂપે પરિણમે છે

આ વિવેચનમા અનેકાંતવાદ અને સ્યાદ્વાદ એ બે શબ્દો વપરાયેલા છે, તે અંગે પણ થોડો વિચાર કરી લઈએ

## ૬–અનેકાંતવાદ યાને સ્યાદ્વાદ

અનેકાંતવાદ અને સ્યાદ્વાદ એ બે જુદા જુદા વાદો નથી, પણ એક જ વાદના બે જૂદા જૂદા નામો છે કેટલાક તેને સાપેક્ષવાદ પણ કહે છે આ નામોનું રહસ્ય આગળ જતાં સમજાઈ જશે

'અનેકાંતવાદ' શબ્દ એકાંતવાદનો નિષેધક છે 'એકાન'મા 'અંત'નો અર્થ સિદ્ધાન્ત, નિર્ણય એવો હોવાથી એકાંતવાદ એટલે કોઈ એક અપેક્ષાના નિર્ણય ઉપર જ નિર્ભર રહેનાર અનેકાંતવાદ એટલે એક નહિ, પણ અનેક અપેક્ષાના નિર્ણયને માન્ય કરનાર તાત્પર્ય કે આવા અને

કાંતવાદને અનુસર્યા સિવાય વસ્તુનું ગૂઢ સ્વરૂપ ખુલ્લું થતું નથી કે કોઈ પણ કોયડાનો સફળ ઉકેલ કરી શકાતો નથી કેટલાક એમ માને છે કે અનેકાંતવાદ વિચારના ક્ષેત્રમા ઉપયોગી છે, પણ અમારો અભિપ્રાય તેથી જુદો પડે છે અમે એમ માનીએ છીએ કે અનેકાંતવાદ વિચારના ક્ષેત્રે જેટલો ઉપયોગી છે, તેટલો જ વ્યવહારના ક્ષેત્રમા પણ ઉપયોગી છે જો તત્ત્વજ્ઞાન, ધર્મ, સાહિત્ય, કલા કે વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રોમા થયેલી પ્રગતિનો ઇતિહાસ તપાસવામા આવે તો અમારા આ અભિપ્રાયની સાર્થકતા સમજાશે

મનુષ્ય અને તેના સુખ-દુ ખનો વિચાર અનેક દૃષ્ટિએ કરતા જ તત્ત્વજ્ઞાનનો ઉદય થયો વ્યક્તિ અને સમાજનો સબધ અનેક દૃષ્ટિએ વિચારતા જ ધર્મ નાપડયા હૃદયગત ભાવોને આકાર આપવાની અનેકવિધ દૃષ્ટિમાથી સાહિત્ય અને કલા નિર્માણ થયા તે જ રીતે એક વસ્તુને અનેક રીતે તપાસવાના પ્રયાસમાથી આ વિજ્ઞાનનો જન્મ થયો જો તે વસ્તુ સબધી પૂર્વકાલીન રૂઢ માન્યતાઓને પકડીને બેસી રહ્યુ હોત તો તેની કોઈ પણ શોધખોળ અમલમા આવત ખરી ? 'લોખડ બહુ ભારે છે અને પાણીમ ડૂબી જાય છે' આવી એકાંત રૂઢ માન્યતા લાબા વખતથી ચાલી આવતી હતી પણ વિજ્ઞાને તેને બીજી દૃષ્ટિએ જોવાનો પ્રયત્ન કર્યો તેમ કરતા તેને જણાઈ આવ્યું કે લોખડ અમુક સયોગોમા હલકુ બની જાય છે અને તેથી પાણીમા તરી શકે એમ છે તેના આ અને

કાલ સાને લોખંડની સ્ટીમરો તરતી થઇ અને આજે તો એ સાત સાગરોમા સફર કરે છે વીજળી, ધ્વનિ, અણુ શક્તિ વગેરે બાબતોમા પણ તે અનેકાતદૃષ્ટિએ જ ફાવ્યા છે

જ્ઞાનપ્રાપ્તિના મુખ્ય સાધનો અભ્યાસ, તુલના અને સમન્વય મનાય છે, તેમાના કોઈ પણ અનેકાત દૃષ્ટિ વિના સભવના નથી વસ્તુઓને અનેક દૃષ્ટિએ જોવી-તપાસવી એ અભ્યાસ છે, વસ્તુના વિવિધ ગુણોને અનેક રીતે સર ખાવવા એ તુલના છે, અને વસ્તુઓમા રહેલા અનેક ગુણોમા સમાનતા શોધવી એ સમન્વય છે

વ્યવહાર પર નજર કરીએ તો ત્યા પણ અનેકાત દૃષ્ટિનો જ વિજયવાવટો ફરકે છે જે મનુષ્ય પોતાના એકનો જ વિચાર કરે છે, તે સ્વાર્થી કે એકલપેટો ગણાય છે અને દુનિયાથી હડધૂત થાય છે, જ્યારે અનેકનો એટલે પોતાના કુટુબીજનોનો, સગાવહાલાઓનો, મબધીઓનો, ન્યાતીલાઓનો, સાધર્મિકોનો, ગ્રામજનોનો તથા દેશબાધવોનો વિચાર કરનાર પરગજુ કે પરોપકારી ગણાય છે અને તે સર્વના માનનો અધિકારી થાય છે જે પોતાને મણિલાલ, માનશકર કે મૂળદાસ તરીકે એક ગણે છે, તે આ જગતમા પોતાનુ કર્તવ્ય બજાવી શકતો નથી, પણ કોઈનો પુત્ર, કોઈનો પિતા, કોઇનો કાકો, કોઈનો ભત્રીજો એમ પોતાને અનેક સગપણવાળો માને છે, તે જ પોતાનુ કર્તવ્ય બરાબર બજાવી શકે છે

જેઓ એમ માને છે કે વિવિધ દૃષ્ટિબિંદુઓ ધરાવતા

બે પક્ષમા એક સાચો અને બીજો ખોટો હોવો જોઇએ, પરતુ બને સાચા કે બને ખોટા હોઈ શકે નહિ, તેમણે પોતાની આ માન્યતા વ્યવહારના ક્ષેત્રમા કસી જોવા જેવી છે

નીચેના બે યત્રો નિયત ખાનામા જુદા જુદા અકો ધરાવે છે, છતા તેમાના એકને સાચો અને બીજાને ખોટો કહી શકશો ખરા ?

યત્ર પહેલો

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

યત્ર બીજો

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ૭ | ૧૨ |
| ૧૫ | ૪ | ૯ | ૬ |
| ૧૦ | ૫ | ૧૬ | ૩ |
| ૮ | ૧૧ | ૨ | ૧૩ |

તમારી શરત એ હોય કે દરેક આડી પક્તિનો સરવાળો ૩૪ આવવો જોઈએ, તો આ બને યત્રો તે શરતો પૂરી કરે છે, તમારી શરત એ હોય કે દરેક ઊભી પક્તિનો સરવાળો પણ ૩૪ આવવો જોઈએ, તો આ બને યત્રો તે શરતો પણ પૂરી કરે છે, અને તમારી શરત એ હોય કે બને કર્ણરેખાઓનો સરવાળો ૩૪ આવવો જોઈએ તો એ શરત પણ આ યત્રો પૂરી કરે છે આગળ

વધીને એમ કહેવા ઈચ્છતા હો કે અમે તો એ યંત્રના સરખા ચાર ટુકડા કરીએ અને છતા સરવાળો ૩૪ આવે તો સર્વતોભદ્ર માનીએ, તો આ યંત્રો વિવિધ અંકના બનેલા હોવા છતા તે શરત પૂરી કરે છે, જેમ કે—

પહેલો યંત્ર

| ૯ | ૧૬ | | ૨ | ૭ | | ૧૫ | ૧૦ | | ૮ | ૧ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૩ | =૩૪ | ૧૩ | ૧૨ | =૩૪ | ૪ | ૫ | =૩૪ | ૧૧ | ૧૪ | =૩ |

બીજો યંત્ર

| ૧ | ૧૪ | | ૭ | ૧૨ | | ૧૦ | ૫ | | ૧૬ | ૩ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૪ | =૩૪ | ૯ | ૬ | =૩૪ | ૮ | ૧૧ | =૩૪ | ૨ | ૧૩ | =૩ |

કદાચ તમે એવી શરત કરતા હો કે તેના ચાર ખૂણાનો સરવાળો ૩૪ આવવો જોઈએ અને મધ્યના ૪ ખાનાઓનો સરવાળો પણ ૩૪ આવવો જોઈએ, તો બને યંત્રો તે શરતને પણ પૂરી કરે છે જેમકે—

| ૯ | | | ૭ |
|---|---|---|---|
| | ૩ | ૧૩ | |
| | ૧૦ | ૮ | |
| ૪ | | | ૧૪ |

પહેલો યંત્ર

| ૧ | | | ૧૨ |
|---|---|---|---|
| | ૪ | ૯ | |
| | ૫ | ૧૬ | |
| ૮ | | | ૧૩ |

બીજો યંત્ર

આ રીતે બીજી કોઈ પણ શરત કરશો તો આ બને

યત્રો પૂરી કરશે (આ યત્રોનો સરવાળો ૪૦ રીતે સરખો આવે છે) એટલે તેમાથી એક સાચો ને બીજો ખોટો એમ કહી શકાશે નહિ

ગણિત તો એમ કહે છે કે ૧ થી ૧૦ ગણો કે ૧૦ થી ૧ ગણો પણ બનેનો સરવાળો ૫૫ જ થવાનો જેને ૫૫ ની ઈચ્છા છે, તે બેમાથી એક પણ ક્રમને ખોટો કહી શકશે નહિ વળી વિવિધ અ કોનું સમાન પરિણામ લાવવું હોય તો ડાબી બાજુથી જમણી બાજુ જતી અને જમણી બાજુથી ડાબી બાજુ જતી એ બને ગતિનો સ્વીકાર કર્યે જ છૂટકો ૧થી ૨૪ સુધીની સખ્યાઓ લઈએ આ બધી સખ્યાઓ જૂદી જૂદી છે તેને નીચેના ક્રમે સવળી અને અવળી ગોઠવીએ તો સમાન પરિણામ આવે છે –

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સવળો ક્રમ |
| ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ઉલટો ક્રમ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | સવળો ક્રમ |
| ૨૪ | ૨૩ | ૧૨ | ૨૧ | ૨૦ | ૧૯ | ઉલટો ક્રમ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | |

ઘરમા સાસુ વહુ લડતા હોય તેમાં એકને સાચા ને બીજાને ખોટા કહેતાં પરિણામ કેવું આવે છે? તે કોઈની ધ્યાન બહાર નહિ હોય સાસુને સાચી કહેતા વહૂ રીસાય અને અબોલા લે છે વહૂને સાચી કહેતા મા કપાળ કૂટે છે અને દુનિયામા બદનામી થાય છે આવા પ્રસગે તમારી વાત

પણ સાચી છે અને તમારી વાત પણ સાચી છે, એમ કહીને સમજાવીએ તો જ ઝઘડાનો અંત આવે છે એટલે સમાધાન –સમન્વય કર્યા વિના આ જગતમાં ચાલતું નથી

કેટલાક કહે છે કે એક વસ્તુને એક પ્રકારની પણ માનવી અને તેથી વિરુદ્ધ પ્રકારની પણ માનવી, એ તો સ્પષ્ટ બોધનો અભાવ જ સૂચવે છે પણ આ કથન વ્યાજબી નથી મનુષ્યની બુદ્ધિ જ્યારે એકાંગી હોય છે, ત્યારે આ વસ્તુ આવી જ છે, એમ તેને લાગે છે, પણ જ્યારે તે અનેકાંગી કે સર્વાંગી બને છે, ત્યારે તેમાં બીજા સ્વરૂપનો કે વિરુદ્ધ ગુણધર્મનો સ્વીકાર કરતા તે અચકાતો નથી એટલે તેમાં સ્પષ્ટ બોધનો અભાવ નહિ પણ સદ્ભાવ છે ઈશાવાસ્યોપનિષદ્‌માં કહેવું પડ્યું છે કે 'तदेजति तन्नैजति तद्दूरे तदन्तिके' અર્થાત્ 'તે હાલે છે અને નથી હાલતો, તે દૂર પણ છે અને નજીક પણ છે' કઠોપનિષદમાં બ્રહ્મનું વર્ણન કરતા કહ્યું છે કે 'अणोरणियान् महतो महीयान्' અર્થાત્ 'તે અણુથી પણ નાનો છે અને મહાનથી પણ મહાન છે' આવા વિધાનો શાસ્ત્રમાં અનેક મળશે શું એમ માનવું યોગ્ય છે કે આ વિધાનો સ્પષ્ટ બોધ વિના થયા છે? સાચી હકીકત તો એ છે કે જ્યારે મહર્ષિઓએ વસ્તુસ્વરૂપનું વારંવાર નિરીક્ષણ કર્યું, ઊંડો અનુભવ લીધો, ત્યારે જ આ વાણી તેમના કંઠમાંથી બહાર નીકળી, એટલે 'આ વસ્તુ આવી છે પણ અન્ય પ્રકારે ય સંભવે છે' એમ કહેવું એ વિશદ જ્ઞાનનું પરિણામ છે

વેદાન્તના અનિર્વચનીયવાદમા અને કુમારિલના સાપેક્ષતાવાદમા શુ અનેકાન્તદૃષ્ટિનો સ્વીકાર થયો નથી? શુ ગીતાકારે 'સન્યાસકર્મયોગશ્ચ નિશ્રયસકરાવુભૌ' એ શબ્દોથી અનેકાન્તદૃષ્ટિ પર મહોર મારી નથી?

ગ્રીક દર્શનમા એમ્પીડોકલીસ્, એટોમિસ્ટસ અને અનેક્સાગોરસ દાર્શનિકોએ ઇલિયટિકસ્ના નિત્યવાદ અને હેરેકિલટસ્ના ક્ષણિકવાદનો સમન્વય કરીને નિત્ય દશામા રહેતા પદાર્થોના આપેક્ષિક પરિવર્તનનો સિદ્ધાત સ્વીકારેલો છે પશ્ચિમના આધુનિક વિચારકોમા પણ આ જાતના વિચારોની કમી નથી દાખલા તરીકે જર્મનીનો પ્રખ્યાત તત્ત્વવેત્તા હેગલ કહે છે કે 'વિરુદ્ધધર્માત્મકતા એજ આ સસારનુ મૂલ છે કોઈ વસ્તુનું યથાર્થ વર્ણન કરવા માટે એ વસ્તુ સબધી સપૂર્ણ સત્ય કહેવાની સાથે એ વસ્તુના વિરુદ્ધ ધર્મોનો સમન્વય કેમ થઈ શકે એ બતાવવુ જ જોઈએ' નૂતન વિજ્ઞાનવાદનો પ્રચારક બ્રેડલે જણાવે છે કે બીજી વસ્તુઓ સાથે તુલના કરવાથી પ્રત્યેક વસ્તુ આવશ્યક અને અનાવશ્યક એમ બે રીતે સિદ્ધ થાય છે માનસ શાસ્ત્રના વિદ્વાન પ્રો વિલિયમ્સ જેમ્સ કહે છે કે 'આપણી દુનિયા અનેક છે સાધારણ મનુષ્ય એ દુનિયાનુ જ્ઞાન એક બીજાથી અસબદ્ધ અને અનપેક્ષિત કરે છે પરતુ પૂર્ણ તત્ત્વવેત્તા તે જ છે કે જે બધી દુનિયાઓને એકબીજાથી સબદ્ધ તથા અપેક્ષિત રૂપમા જાણે છે' આવા જ વિચારો નયાયિક જોસેફ્ પેટી અને એડમન્ડ હાર્મ્સઆદિ વિદ્વાનોએ પ્રગટ કરેલા છે

## સપ્તભંગી

પ્રશ્ન—એક જ વસ્તુમાં વિરુદ્ધ ધર્મો સંભવતાં હોય તો તેનું કથન શી રીતે કરી શકાય ?

ઉત્તર—તેનું કથન સ્યાત્ પદ લગાડીને કરી શકાય સ્યાત્ પદ અનેકાન્તનું દ્યોતક છે તેનો અર્થ કથંચિત્ એટલે કોઈ પણ એક પ્રકારે અર્થાત્ અમુક અપેક્ષાએ એવો થાય છે આવું કથન વધારેમાં વધારે સાત રીતે એટલે સાત ભાગાથી કરી શકાય છે, એટલે તેને સપ્તભંગી કહેવામાં આવે છે આ નિરૂપણપદ્ધતિમાં જુદી જુદી અપેક્ષાઓનો આશ્રય લેવાય છે, એટલે તે અપેક્ષાવાદ પણ કહેવાય છે અને તેમાં સ્યાત્ પદની મુખ્યતા હોવાથી તે સ્યાદ્વાદ નાં નામથી પણ ઓળખાય છે

હવે સપ્તભંગી પર આવીએ જીવમાં અસ્તિત્વ, નાસ્તિત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, એકત્વ, અનેકત્વ, આદિ અનેક ધર્મો છે તેમાંથી એક અસ્તિત્વ ધર્મ લઈએ. તે અંગેના પ્રશ્નનો સંપૂર્ણ જવાબ સપ્તભંગી વડે જ મળી શકશે તે આ પ્રમાણે —

(૧) જીવ સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ સત્ છે

(૨) જીવ પરદ્રવ્યાદિની અપેક્ષાએ અસત્ છે

(૩) જીવ સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ સત્ છે અને પર દ્રવ્યાદિની અપેક્ષાએ અસત્ છે

(૪) જીવ સત્ અને અસત્ હોવાથી એ યુગપત્ (એક સાથે) અવક્તવ્ય છે

(૫) જીવ અવક્તવ્ય હોવા છતા સત્ છે, એટલે સત્ અવક્તવ્ય છે

(૬) જીવ અવક્તવ્ય હોવા છતા અસત્ છે, એટલે અસત્ અવક્તવ્ય છે

(૭) જીવ અવક્તવ્ય હોવા છતા ક્રમે કરી સત્ અસત્ છે, એટલે સત્-અસત્ અવક્તવ્ય છે

આ સપ્તભગમા પ્રથમ ભગ સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ વસ્તુનું અસ્તિત્વ બતાવનારો છે, એટલે સ્યાદ્ અસ્તિ કહેવાય છે બીજો ભગ પરદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વનો નિષેધ કરે છે, એટલે સ્યાદ્ નાસ્તિ કહેવાય છે ત્રીજો ભગ અમુક અપેક્ષાએ છે અને અમુક અપેક્ષાએ નથી એવુ પ્રતિપાદન કરે છે, એટલે તે સ્યાદ્ અસ્તિનાસ્તિ કહેવાય છે ચોથો ભગ વસ્તુ સત્ અને અસત્ બંને રૂપ હોવા છતાં બને રૂપે એક જ સમયે શબ્દથી કહી શકાય તેમ નહિ હોવાથી અવક્તવ્ય છે એમ જાહેર કરે છે, એટલે તે સ્યાદ્ અવક્તવ્ય કહેવાય છે પાચમો ભગ વસ્તુ અવક્તવ્ય હોવા છતા તેના અસ્તિત્વને ગ્રહણ કરે છે, એટલે સ્યાદ્ અસ્તિ અવક્તવ્ય કહેવાય છે છઠ્ઠો ભગ વસ્તુ અવક્તવ્ય હોવા છતા તેના નાસ્તિત્વને ગ્રહણ કરે છે, એટલે સ્યાદ્ નાસ્તિ અવક્તવ્ય કહેવાય છે અને સાતમો ભગ અવક્તવ્ય હોવા છતા તેના અસ્તિત્વ અને નાસ્તિત્વ બનેને ગ્રહણ કરે છે, એટલે તે સ્યાદ્ અસ્તિનાસ્તિ અવક્તવ્ય કહેવાય છે

અનેકાતવાદ કે સ્યાદ્વાદનો સાચો મર્મ નહિ સમજ-

વાણી કેટલાકે તેને સશયવાદ કે અનિશ્ચિતવાદ કહ્યો છે અને સપ્તભગીને ભગજાળ તરીકે જાહેર કરી છે આ પ્રવૃત્તિ શ્રીમચ્છકરાચાર્યથી માડીને આજ સુધી ઓછા વત્તા અશે ચાલુ રહી છે, પણ આજે જૈન ધર્મનુ સાહિત્ય અન્ય વિદ્વાનો દ્વારા પણ સારી રીતે વચાવા લાગ્યું છે, એટલે એ ભ્રમનુ મહદ્ અશે નિવારણ થયુ છે

## અનેકાંત અગે વિદ્વાનોના અભિપ્રાયો

શ્રીમાન્ પડિત ગગાનાથ ઝા એમ એ, ડી લીટ્ એક સ્થળે જણાવે છે કે 'જ્યારથી મે શકરાચાર્ય દ્વારા થયેલુ જૈન સિદ્ધાતનુ (અનેકાતવાદનુ) ખડન વાચ્યુ, ત્યારથી મને ખાતરી થઈ કે આ સિદ્ધાતમા ઘણુ મહત્ત્વ રહેલુ છે, જેને વેદાન્તના એ આચાર્ય સમજ્યા નથી જો તેમણે જૈન ધર્મના મૂળ ગ્રથો જોવાનુ કષ્ટ ઉઠાવ્યુ હોત તો તેમને એનો વિરોધ કરવા જેવી કોઈ વાત દેખાત નહિ'

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર શ્રીઆનદશકર બાપુભાઈ ધ્રુવ જે વર્ષો સુધી કાશી હિંદુ વિદ્યાપીઠના આચાર્ય હતા, તેમણે એક મનનીય વ્યાખ્યાનમા જણાવ્યુ છે કે સ્યાદ્વાદનો સિદ્ધાત એકીકરણના દૃષ્ટિબિંદુને આપણી સમક્ષ રજૂ કરે છે શકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપો કર્યા છે, તે એના મૂળ રહસ્યની સાથે બિલકુલ સબધ ધરાવતા નથી એક વાત સિદ્ધ છે કે વિવિધ દૃષ્ટિબિન્દુથી નિરીક્ષણ કર્યા વિના આપણે કોઈ પણ વસ્તુ પૂર્ણ રીત્યા જાણી શકતા નથી, અને તેથી જ સ્યાદ્વાદ ઉપયોગી અને સાર્થક છે

મહાવીરના અનેકાન્ત સ્યાદ્વાદને લોકો સંશયવાદ કહે છે, પણ હું એ વાતનો સ્વીકાર કરતો નથી સ્યાદ્વાદ એ સંશયવાદ નથી, પણ આપણને એક દૃષ્ટિબિંદુ પૂરું પાડે છે અને વિશ્વનિરીક્ષણ માટે નવો પાઠ આપે છે'

હિંદના વિદ્વાન સાહિત્યકાર કાકાશ્રી કાલેલકર જણાવે છે કે 'એક જ સત્ય અનેક રૂપમા પ્રગટ થાય છે એક એક વ્યક્તિ, એક એક જમાનો અને એક એક દેશ સત્યના એક એક અંશનું ગ્રહણ કરી શકે છે અને તેથી પરસ્પર વિરોધી દેખાતી છતા બધી દૃષ્ટિઓ સાચી હોય છે, એ જૈનોના સ્યાદ્વાદનું તત્ત્વ હિંદુસ્તાનના આખા ઇતિહાસમા ઘડાએલું આપણે જોઈએ છીએ વળી તેઓ 'ભગવાન મહાવીરની નિર્વાણ ભૂમિ' નામના લેખમા જણાવે છે કે 'અમુક દૃષ્ટિએ જોતા એક વસ્તુ એક રીતે દીસે એ, બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે જૈનમાર્ગી જૈન હોવાને જૂદી જૂદી રીતે તપાસે તેની આ દુનિયામા આપણી સ્થિતિ છે'

સદ્‌ગત મહૈસુરનરેશે એક મનનીય વ્યાખ્યાનમા જણાવ્યું હતું કે 'જૈન ધર્મના અનેકાન્તવાદે તમામ ધર્મો, ફિલસુફીઓ અને યુક્તિવાદનું ઐક્ય શોધેલું છે'

પંડિત હંસરાજજી શર્માએ 'દર્શન અને અનેકાન્તવાદ' એ નામના પુસ્તકમા જણાવ્યું છે કે—અનેકાન્તવાદ એ અનુભવસિદ્ધ, સ્વાભાવિક અને પરિપૂર્ણ સિદ્ધાન્ત છે'

આ જ રીતે બીજા અનેક તટસ્થ વિદ્વાનોએ આ સિદ્ધાંતના મહત્ત્વને સ્વીકાર્યું છે, જેમા મહાત્મા ગાંધી

જીનો પણ સમાવેશ થાય છે તેઓએ જણાવ્યુ છે કે 'અનેકાંતવાદ મને બહુ પ્રિય છે તેમાથી હુ મુસલમાનોની દૃષ્ટિએ તેમનો, ખ્રિસ્તીની દૃષ્ટિએ તેમનો વિચાર કરતા શીખ્યો મારા વિચારોને કોઈ ખોટા ગણે ત્યારે તેના અજ્ઞાન વિષે પૂર્વે રોષ ચઢતો હવે હુ તેઓનું દૃષ્ટિબિન્દુ તેઓની આખે જોઈ શકુ છુ, કેમકે હુ જગતના પ્રેમનો ભૂખ્યો છુ અનેકાંતવાદનુ મૂળ અહિંસા અને સત્યનુ યુગલ છે'

## ૭–નૈગમનય

નિગમ એટલે લોક તેના વ્યવહારને અનુસરનારો જે નય તે નૈગમ અથવા જે વસ્તુને સામાન્ય-વિશેષજ્ઞાન-રૂપ અનેક પ્રમાણો વડે માને–ગ્રહણ કરે તે નૈગમ અથવા જેને જાણવાનો એક ગમ નહિ પણ અનેક ગમ છે, બોધ-માર્ગ છે, તે નૈગમ શ્રી વિનયવિજયજી મહારાજે નયકર્ણિકા-મા કહ્યુ છે કે–

> अर्था सर्वेऽपि सामान्यविशेषा उभयात्मका ।
> सामान्य तत्र जात्यादि विशेषाश्च विभेदका ॥३॥
> ऐक्यबुद्धिर्घटशते भवेत् सामान्यधर्मत ।
> विशेषाच्च निजं निजं लक्षयन्ति घट जना ॥४॥
> नैगमो मन्यते वस्तु तदेतदुभयात्मकम् ।
> निर्विशेष न सामान्य विशेषोऽपि तद्विना ॥५॥

'સર્વ વસ્તુઓ સામાન્ય અને વિશેષ એ બન્ને ધર્મોથી યુક્ત હોય છે તેમા જાતિ વગેરે સામાન્ય ધર્મ છે અને

વિશેષ પ્રકારે ભેદ કરનાર તે વિશેષ ધર્મ છે સો ઘડા પડ્યા હોય તેમા 'આ બધા ઘડા છે' એવી જે એકયબુદ્ધિ થાય છે, તે સામાન્ય ધર્મથી થાય છે અને 'આ મારો ઘડો છે,' 'આ મારો ઘડો છે,' એવી રીતે બધા લોકો પોતપોતાના ઘડાને ઓળખી લે એવું વિશેષ ધર્મથી બને છે નૈગમનય વસ્તુને આ ઉભય ગુણથી યુક્ત માને છે તેનુ કહેવું એમ છે કે વિશેષ વિના સામાન્ય કે સામાન્ય વિના વિશેષ હોતુ નથી

કોઈ મનુષ્યને એમ પૂછવામા આવે કે તું ક્યાં રહે છે? તો તે કહે કે લોકમા લોકમા કયા? તો કહે કે મધ્યલોકમા મધ્યલોકમા કયા? તો કહે કે જબૂદ્વીપમા જબૂદ્વીપમા કયા? તો કહે કે ભરત ક્ષેત્રમા ભરત ક્ષેત્રમા કયા? તો કહે કે મગધ દેશમા મગધ દેશમા કયા? તો કહે કે રાજગૃહી નગરીમા રાજગૃહી નગરીમા કયા? તો કહે કે અમુક લતામાં અમુક લતામા કયા? તો કહે ક મારા ઘરમા તમારા ઘરમા કયા? તો કહે કે મારો આત્મા છે તેટલા ક્ષેત્રમાં

નિવાસ અગેના આ બધા ઉત્તરો નૈગમ નયના છે અને તે યથાર્થ છે તેમા પૂર્વ પૂર્વના વાક્યો સામાન્ય ધર્મને અને ઉત્તર-ઉત્તર વાક્યો વિશેષ ધર્મને ગ્રહણ કરતા જાય છે જગતના સર્વ વ્યવહારોમા આ નૈગમ નયની જ પ્રધાનતા છે

નૈગમ નયના ત્રણ ભેદો માનવામાં આવ્યા છે (૧) ભૂતનૈગમ (૨) ભવિષ્યનૈગમ અને (૩) વર્તમાનનૈગમ

(૧) ભૂતકાળને વિષે વર્તમાનકાળનું આરોપણ કરવું તે ભૂતનૈગમ જેમકે—'આજે દીવાળીને દિવસે શ્રી વર્ધમાન સ્વામી મોક્ષે પધાર્યા' જો કે શ્રી વર્ધમાન સ્વામીને આજે (પુસ્તકપ્રકાશનના વર્ષે) નિર્વાણ પામ્યા ૨૪૮૯ વર્ષ થઈ ગયા, છતાં આજે શબ્દના પ્રયોગથી વર્તમાનકાળનો આરોપ કરવામાં આવ્યો છે, તેથી તે ભૂતનૈગમ નયનું વાક્ય છે

(૨) ભવિષ્યકાળને વિષે વર્તમાનકાળનું આરોપણ કરવું તે ભવિષ્યનૈગમ જેમકે—અર્હંત્ તે સિદ્ધ, સમકિતી તે મુક્ત અહીં અર્હંત્ દેહધારી છે, હજી સિદ્ધ થયા નથી, પણ અર્હંત્ હોવાથી દેહમુક્ત થયે અવશ્ય સિદ્ધ થશે, એ નિશ્ચયને લઈને જે થવાનું છે, તેમાં થયાનો આરોપ કરાય છે તેજ રીતે જે સમકિતી છે તે વધારેમાં વધારે અર્ધપુદ્‌ગલ પરાવર્તનકાળમાં અવશ્ય મુક્ત થવાના, એ નિશ્ચયથી તેને મુક્ત કહેતાં જે થવાનું છે તેમાં થયાનો આરોપ થાય છે, એટલે આ બન્ને વાક્યો ભવિષ્યનૈગમ નયનાં છે

(૩) કરવા માંડેલી વસ્તુ અમુક અંશે થઈ હોય અને અમુક અંશે ન થઈ હોય છતાં કહેવું કે થાય છે, અથવા જે થાય છે અને કહેવું કે થયું, તે વર્તમાન-નૈગમ નય કહેવાય છે એક-માણસ મુંબઈ જવા નીકળ્યો છતાં કહેવાય છે કે મુંબઈ ગયો કપડું બળવાની શરૂઆત થઈ

છતા કહેવાય છે કે કાંકુ બળ્યુ ચોખા હાડલીમા રધાવા માટે એર્યા, છતા કહેવુ કે ભાત રધાય છે આ બધા વર્તમાનનૈગમ નયના વાક્યો છે

ક્રેમાણે કડ—જે કરાય છે તે કર્યું, એ સિદ્ધાતને અપલાપ કરવાથી જમાલિ મુનિ શ્રી વીર પ્રભુના શાસનમા પ્રથમ નિહ્નવ ગણાયા તે આ પ્રમાણે —

## જમાલિમુનિનો પ્રબધ

ક્ષત્રિયકુડ નગરમા જમાલિ નામના ક્ષત્રિય હતા તે શ્રી મહાવીર સ્વામીની બ્હેન સુદર્શનાના પુત્ર હતા અને તે વખતના રિવાજ મુજબ મામાની પુત્રી એટલે શ્રી મહાવીર સ્વામીની એકની એક પુત્રી પ્રિયદર્શનાથી વિવાહિત થયા હતા તેમને પ્રભુની દેશના સાભળતા વૈરાગ્ય થયો, એટલે ૫૦૦ ક્ષત્રિયો સાથે પ્રવજિત થયા અને પ્રિયદર્શનાએ પણ ૧૦૦૦ અન્ય સ્ત્રીઓ સાથે સયમનો માર્ગ સ્વીકાર્યો

જ્ઞાન-ધ્યાનમા અપ્રમત્ત રહેતા જમાલિમુનિ અગિયાર અગના જ્ઞાતા થયા પ્રભુએ તેમને ૫૦૦ સાધુ તથા ૧૦૦૦ સાધ્વીઓના વડેરા બનાવ્યા એક વખત તેમણે પ્રભુને વદન કરી પોતાના પરિવાર સાથે જુદો વિહાર કરવાની આજ્ઞા માગી પ્રભુને તેમા લાભ ન દેખાયો, તેથી મૌન રહ્યા આ મૌનને સમતિ સ્વીકારી જમાલિ મુનિ પોતાના પરિવાર સાથે અન્યત્ર વિહાર કરી ગયા

અનુક્રમે તેઓ શ્રાવસ્તિ નગરીએ પધાર્યા અને ત્યા નગર બહાર આવેલા કોષ્ટુક નામના ઉદ્યાનમા સ્થિર થયા એકદા તેમને વિશેષ આહાર કરવાના કારણે ઉષ્ણ જ્વર આવ્યો, ત્યારે બેસવાને અશક્ત હોવાથી તેમણે પાસેના મુનિઓને આજ્ઞા કરી કે 'હે મુનિઓ! મારા માટે સથારો કરો '

સાધુઓ સથારો કરવા લાગ્યા, પણ આ બાજુ તાવનું જોર વધતું હતું, એટલે ક્ષણ પણ દિવસ જેવી લાગતી હતી, તેથી તેમણે થોડી જ વારમા મુનિઓને પૂછ્યુ કે 'સથારો કર્યો કે નહિ?' મુનિઓએ કહ્યું કે 'હા, આ સથારો કર્યો' થોડા સમય પછી ફરી એજ પ્રશ્ન પૂછ્યો અને એજ ઉત્તર મળ્યો આ રીતે બે ત્રણ વાર થતા જમાલિ મુનિની ધીરજ ખૂટી અને તેજ વખતે તેઓ સમ્યક્ત્વથી ચલિત થઈ શકા કરવા લાગ્યા કે 'પ્રભુ મહાવીરે તો કહ્યુ છે કે **चलेमाणे चलिए, उदीरिज्जमाणे उदीरिए निज्जरिज्जमाणे निज्जिण्णे**-ચાલતું તે ચાલ્યુ, ઉદીરાતુ તે ઉદર્યું અને નિર્જરાતું તે નિર્જર્યું પરતુ આ બધુ અસત્ય છે, કારણકે કરાતા સથારાને કરાયો એમ કહેવાતું નથી તો પછી ચાલતાને ચાલ્યુ, ઉદીરાતાને ઉદર્યું અને નિર્જરતાન નિર્જર્યું એમ શી રીતે કહેવાય? માટે તેમનુ આ વચન અસત્ય અને અસભવિત છે

આ પ્રમાણે મનમા નિશ્ચય કર્યા પછી જમાલિ મુનિ નિકટવર્તી સાધુઓને પોતાનો વાદ આ પ્રમાણે સમજાવવા

લાગ્યા 'હે મુનિઓ! શ્રી મહાવીર પ્રભુ કહે છે કે કડેમાણે કડ-કરાતું હોય તે કર્યું', પણ તે અસત્ય છે, કારણ કે સર્વ પ્રમાણોમાં પ્રત્યક્ષ પ્રમાણ મહુથી બળવાન છે અને આ વચન તેથી વિરુદ્ધ સાબીત થાય છે જ્યારે મેં તમને પૂછ્યું કે 'સંથારો કર્યો?' ત્યારે તમે કહ્યું કે 'હા, આ કર્યો' પણ તે ઉત્તર ખોટો હતો 'કરાય છે' કહ્યું હોત તો તે જ જવાબ સાચો હતો તેથી તમારે કડેમાણે કડ વગેરે વચનોને સત્ય માનવા નહિ જો તમે એમ માનતા હો કે તેઓ મહાન છે, માટે ભૂલે નહિ, તો મોટાની પણ ભૂલો થાય છે, માટે તમારે પ્રભુના એ વચનોમાં વિશ્વાસ ન રાખતા ક્રિયમાણને ક્રિયમાણ અને કૃત ને કૃત માનવું તથા બીજાઓને પણ એજ પ્રમાણે કહેવું'

જમાલિ મુનિનો પરિવાર વિશાળ હતો અને તેમના પર તેમનું વર્ચસ્વ સારી રીતે હતું, એટલે કેટલાક મુનિઓએ તેમના એ મતનો સ્વીકાર કર્યો, જ્યારે બાકીના જેઓ પ્રભુના વચનમાં અડગ શ્રદ્ધાવાળા હતા અને પ્રભુ વચનોનો મર્મ યથાર્થ રીતે સમજ્યા હતા, તેમને એ વાત રુચી નહિ તેમણે જમાલિ મુનિ સાથે એ સબધી ઘણી ચર્ચા કરી, પણ જમાલિ મુનિ સમજ્યા નહિ કદાચ જ્વર ઉતર્યા પછી તેઓ સમજશે એમ માની તે મુનિઓ કેટલોક વખત તેમની સાથે રહ્યા, પણ જ્વર ઉતર્યા પછી જમાલિ મુનિ પોતાના વિચારોમાં વધારે મક્કમતા દેખાડવા લાગ્યા અને તેનો રીતસર પ્રચાર કરવા લાગ્યા, એટલે આ

મુનિઓ તેમને છોડીને પ્રભુ પાસે આવ્યા અને બનેલી સર્વ હકીકત કહી સભળાવી

હવે પ્રિયદર્શના સાધ્વી તેમને વદન કરવા આવ્યા, ત્યારે જમાલિ મુનિએ તેમને પોતાનો આ મત કહી સભળાવ્યો અને તેઓ પતિ તરફના પક્ષપાતને લઈને તેમની વાત સાચી માનવા પ્રેરાયા જેમ નાનો સરખો અંગારો થોડી વારમાં ઘણા ઘાસને બાળી નાખે છે, તે રીતે જમાલિ મુનિના આ મતરૂપી અગારાએ થોડા વખતમા ઘણા હૃદયોને મિથ્યાત્વથી દગ્ધ કર્યા

તે સમયે શ્રાવસ્તિ નગરીમા ઢક નામનો એક કુભાર રહેતો હતો તે શ્રીમહાવીર પ્રભુનો પરમ ભક્ત હતો તેણે પ્રભુના વચનોનુ શ્રવણ કરીને તેના અર્થો હૃદયમા ઉતાર્યા હતા સાધ્વી પ્રિયદર્શના વગેરેએ તેમના સ્થાનમા સ્થિરતા કરી હતી તેમણે જમાલિ મુનિ પાસેથી આવ્યા પછી આ મત ઢકને જણાવ્યો, પણ એ તો અચળ શ્રદ્ધાવાન હતો, એટલે સમજી ગયો કે સાધ્વીજી પતિના પ્રેમને વશ વગર વિચાર્યે મિથ્યા મતમા ફસાયા છે પરતુ અત્યારે કઈ પણ કહીશ તો તે માનશે નહિ માટે સમય આવ્યે તેમને યુક્તિથી સમજાવવા.

એક વખત સાધ્વીજી નિભાડાની નજીક સ્વાધ્યાયમા તલ્લીન હતા, ત્યારે તેણે અવસર જોઈને નિભાડામાથી એક અગારો લઈને સાધ્વીજીના વસ્ત્રના છેડા પર નાખ્યો અને છેડો સળગવા માડ્યો આથી સાધ્વીજી એકદમ

ઊભા થઈ ગયા અને ઢક શ્રાવકને ઠપકો આપવા લાગ્યા કે 'શ્રાવકજી! તમે એવા કેવા કે ઉપયોગ રાખતા નથી? તમારા અનુપયોગે અમારુ આ વસ્ત્ર સળગ્યુ' ઢકે જવાબ આપ્યો કે 'એ તો હજી સળગે છે સળગી ક્યા ગયુ છે? તમારા મતે તો જ્યારે તે સળગી રહે ત્યારે સળગ્યુ કહેવાય'

આ શબ્દોએ સાધ્વી પ્રિયદર્શનાની આખ ઉઘાડી નાખી અને તેઓ ફરી શ્રી મહાવીર પ્રભુના વચનોને સત્ય માનવા લાગ્યા પછી અવસર આવતા જમાલિ મુનિને શ્રી મહાવીર પ્રભુના ગણધર ગૌતમ સ્વામીએ સમજાવ્યા, છતા તે સમજ્યા નહિ, એટલે તેઓ પ્રથમ નિહ્નવ ગણાયા આ નિહ્નવતાથી તેમના પદરભવ વધી ગયા અને કાળધર્મ પામીને તે છઠ્ઠા દેવલોકમા કિલ્બિષિક જાતિના અધમ કોટિના દેવ થયા

## ૮—સંગ્રહનય

વસ્તુ માત્રમા સામાન્ય અને વિશેષ ધર્મો રહેલા છે તેમા વિશેષને ગૌણ કરી જે સામાન્યને પ્રાધાન્ય આપે તે સગ્રહનય કહેવાય વ્યાકરણમા જેને જાતિવાચક શબ્દો કહે છે, તે આ પ્રકારના છે દાખલા તરીકે ભોજન શબ્દથી દૂધપાક, પૂરી, રોટલી, દાળ, ભાત, અથાણું વગેરે વસ્તુઓનો સગ્રહ થાય છે, તેથી 'ભોજન' એ સગ્રહનયનો શબ્દ છે અથવા દ્રવ્ય શબ્દથી ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ ને આત્મા એમ સર્વ દ્રવ્યોનો સગ્રહ થાય છે, તેથી તે સગ્રહ

નયનો શબ્દ છે તેનું માનવું એમ છે કે સામાન્યથી રહિત કોઈ વસ્તુ નથી, માટે સામાન્યને જ પ્રાધાન્ય આપવું

### ૯—વ્યવહારનય

વસ્તુના સામાન્ય ધર્મને ગૌણ કરી જે વિશેષ ધર્મને પ્રાધાન્ય આપે તેને વ્યવહાર નય જાણવો દાખલા તરીકે વ્યવહાર નય દ્રવ્યને છ પ્રકારનું માને છે વળી તે દરેક પ્રકારના ઉત્તર પ્રકારો બતાવે છે અને તેના પણ ઉત્તર પ્રકારો બતાવે છે આમ તે ઉત્તરોત્તર વિશેષતા બતાવ્યા જ કરે છે તે આ પ્રમાણે —




વ્યવહારનય એમ કહે છે કે વિશેષતા વિના કોઈ પણ વસ્તુનો સ્પષ્ટ બોધ થાય જ શી રીતે ? કોઈને કહીએ કે વનસ્પતિ લાવો તો એ શું લાવે ? આંબો લાવો, લીમડો

લાવો, એમ કહીએ તો તે આંબો કે લીમડો લાવે તેથી વિશેષને જ પ્રાધાન્ય આપવું જોઈએ

### ૧૦-ઋજુસૂત્રનય

વર્તમાનમા વર્તતા સ્વકીય અર્થને ગ્રહણ કરે તે ઋજુસૂત્રનય કહેવાય એક મનુષ્ય ભૂતકાળમા રાજા હોય પણ અત્યારે ભિખારી હોય તો આ નય તેને રાજા ન કહેતા ભિખારી જ કહે, કારણ કે વર્તમાનમા તેની સ્થિતિ ભિખારીની છે નયકર્ણિકામા કહ્યુ છે કે—

> ऋजुसूत्रनयो वस्तु नातित नाप्यनागतम् ।
> मन्यते केवल किन्तु वर्तमान तथा निजम् ॥११॥

'ઋજુસૂત્ર નય વસ્તુના અતીત તથા અનાગત સ્વરૂપને માનતો નથી, પણ વર્તમાન અને નિજ સ્વરૂપને જ માને છે'

> अतीतेनानागतेन परकीयेन वस्तुना ।
> नकार्य सिद्धिरित्येतदसद्गगनपद्मवत् ॥१२॥

'અતીત, અનાગત કે પરકીય વસ્તુથી કોઈ કાર્યસિદ્ધિ થતી નથી તે આકાશકમળની જેમ અસત્ છે'

> नामादिचतुर्ष्वेषु भावमेव च मन्यते ।
> न नामस्थापनाद्रव्याण्येवमग्रतेना अपि ॥१३॥

'નામ, સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપોમાથી ઋજુસૂત્રનય નામ, સ્થાપના અને દ્રવ્યને ન માનતા માત્ર ભાવને જ માને છે આગળના નયોનું પણ તેમજ સમજવું'

દરેક શબ્દના અર્થને ચાર વિભાગમા વહેચી શકાય છે આ અર્થવિભાગને નિક્ષેપ કહેવામા આવે છે તેના ચાર પ્રકારો અનુક્રમે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ છે શ્રી મહાવીર એવું નામ એ નામનિક્ષેપ છે શ્રી મહાવીરની મૂર્તિ બનાવવી કે કોઈ પણ વસ્તુમા સ્થાપના કરવી એ સ્થાપનાનિક્ષેપ છે નયસાર વગેરેમા રહેલો શ્રી મહાવીર સ્વામીનો જીવ એ દ્રવ્ય મહાવીર છે અને જ્ઞાત ક્ષત્રિયના કુળમા સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા રાણીની કૂખે જન્મ ધારણ કરી મહાન વીરતા બતાવનાર ચોવીશમા તીર્થંકર એ ભાવ મહાવીર છે, તેમાથી ઋજુસૂત્રનય આ ભાવ મહાવીરને જ મહાવીર માને છે

૧૧–શબ્દનય

પર્યાયશબ્દોમા એક જ વાચ્યાર્થ માને તે શબ્દનય કહેવાય જેમકે જિન, અર્હંત્ અને તીર્થંકર ઉપરાત કાલાદિભેદથી ધ્વનિના અર્થભેદનુ પ્રતિપાદન કરે તેને પણ શબ્દ નય કહેવાય છે અહી કાલાદિ શબ્દથી કાલ, કારક, લિંગ, સંખ્યા, પુરુષ અને ઉપસર્ગ સમજવાના છે.

હતો, છે, હશે. આ શબ્દોમા કાલભેદ છે હતો ભૂતકાળને સૂચવે છે, છે વર્તમાન કાળને સૂચવે છે, હશે ભવિષ્યકાળને સૂચવે છે

તે કરે છે, તેના વડે કરાય છે, આ શબ્દોમા કારક ભેદ છે કરે છે, એ કર્તરિ પ્રયોગ છે, કરાય છે, એ કર્મણિ પ્રયોગ છે

છોકરો, છોકરી, છોકરુ, આમાં લિંગભેદ છે તે અનુક્રમે પુલ્લિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ સૂચવે છે

બળદ અને બળદો, નદી અને નદીઓ, આમા વચન ભેદ છે પ્રથમ શબ્દો એકવચનમા છે, બીજા શબ્દો બહુવચનમા છે સસ્કૃત ભાષામા દ્વિવચનનો પણ પ્રયોગ છે. તેથી તેમા વૃષભ (એકવચન), વૃષભૌ (દ્વિવચન) અને વૃષભા (બહુવચન) એમ ત્રણ પ્રયોગો થાય છે

હું, તું અને તે એ પુરુષભેદ સૂચવનારા શબ્દો છે હુ પ્રથમ પુરુષને સૂચવે છે, તું દ્વિતીય પુરુષને સૂચવે છે અને તે તૃતીય પુરુષને સૂચવે છે

સસ્થિત, અવસ્થિત, પ્રતિષ્ઠિત વગેરેમાં ઉપસર્ગનો ભેદ છે સ+સ્થિત, અવ+સ્થિત, પ્રતિ+સ્થિત ઉપસર્ગભેદને લીધે અર્થમા ફેર પડે છે

ઋજુસૂત્રનય કરતાં આ નય વધારે સૂક્ષ્મ છે, કારણ કે ઋજુસૂત્ર માત્ર કાળથી ભેદ માને છે, ત્યારે આ નય કારક વગેરેથી પણ અર્થમા ભેદ માને છે

## ૧૨–સમભિરૂઢ નય

જે સારી રીતે અર્થની સમીપે જાય તે સમભિરૂઢ નય કહેવાય અથવા જે રૂઢ અર્થમા જુદા જુદા અર્થની સમતિ આપે તે સમભિરૂઢ નય કહેવાય અથવા જુદા જુદા પર્યાયશબ્દોનો વાચ્યાર્થ જુદો જુદો ગ્રહણ કરે તે સમભિરૂઢ કહેવાય આ નય શબ્દનયથી સૂક્ષ્મ છે, કારણ કે તે પર્યાયભેદે અર્થભેદ ગ્રહણ કરે છે

આ નયના અભિપ્રાયથી જિન, અર્હંત્ અને તીર્થંકરનો વાચ્યાર્થ એક નથી, પણ જૂદો જૂદો છે જેમકે—જે રાગ અને દ્વેષને અથવા સપ્તવિધ ભયને જિતે તે જિન, જે ત્રૈલોકયની પૂજ્યતા પ્રાપ્ત કરે અથવા અષ્ટપ્રાતિહાર્યની શોભાને અર્હ-યોગ્ય હોય તે અર્હંત્, જે ધર્મરૂપી તીર્થને કરે-સ્થાપે તે તીર્થંકર

## ૧૩–એવંભૂતનય

'એવં' અર્થાત્ જેવો વ્યુત્પત્તિનો અર્થ તે જ પ્રમાણે ભૂત એટલે થનાર-ક્રિયામા પરિણમનાર, તેને ગ્રહણ કરનારો તે એવંભૂતનય આ નયની દૃષ્ટિએ જિન શબ્દનો પ્રયોગ ત્યારે જ ઉચિત ગણાય કે જ્યારે તેઓ શુકલ ધ્યાનની ધારાએ ચડી રાગાદિ રિપુને જિતતા હોય અર્હંત્ શબ્દનો પ્રયોગ ત્યારે જ ઉચિત ગણાય કે જ્યારે સુરાસુર નરેન્દ્ર તેમની પૂજા કરી રહેલ હોય કે અષ્ટપ્રાતિહાર્ય યુક્ત હોય અને તીર્થંકર શબ્દનો પ્રયોગ ત્યારે જ ઉચિત ગણાય કે જ્યારે તેઓ સમવસરણમા વિરાજી ચતુર્વિધ સંઘની અને પ્રથમ ગણધરની સ્થાપના કરતા હોય તાત્પર્ય કે તે સિવાય આ શબ્દોનો ઉપયોગ કરવો તેને આ નય ઉચિત માનતો નથી તેનુ કહેવુ એમ છે કે જે વસ્તુમા નામ પ્રમાણે ક્રિયા કે પ્રવૃત્તિ ન હોય, તેને તે પ્રકારની માનીએ તો ઘટને પટ માનવામા વાંધો શો ?

નૈગમનય લોકવ્યવહારમા પ્રસિદ્ધ અર્થને ગ્રહણ કરે છે, એટલે સામાન્ય-વિશેષ ઉભયનો સ્વીકાર કરે છે સંગ્રહ નય સામાન્યને જ પ્રાધાન્ય આપે છે અને વિશેષનય માત્ર

વિશેષતાને જ મહત્ત્વ આપે છે ઋજુસૂત્રનય વસ્તુના વર્તમાન સ્વરૂપને જ ગ્રહણ કરે છે, શબ્દનય બધા પર્યાયોમા એક અર્થ ગ્રહણ કરે છે, સમભિરૂઢ દરેક પર્યાયશબ્દનો જૂદો જૂદો અર્થ ગ્રહણ કરે છે અને એવભૂત નય તો અર્થ પ્રમાણે પ્રવૃત્તિ હોય તેનો જ સ્વીકાર કરે છે આ રીતે સાતે નયો ઉત્તરોત્તર સૂક્ષ્મ છે, તે વાત પાઠકોના ધ્યાનમા આવી ગઈ હશે

## ૧૪–નયસાહિત્ય

નય વિષે વધારે જાણવા ઈચ્છનારે નીચેનું સાહિત્ય જોવું —

૧ દ્વાદશાર નયચક્ર–શ્રીમલ્લવાદી સૂરિ
૨ તત્ત્વાર્થાધિગમ સૂ૦૧લા અધ્યાયની ટીકા–શ્રી સિદ્ધસેનસૂરિ
૩ ,, ,, ,, ઉપા શ્રીયશોવિજયજી
૪ ,, ,, ,, વિવેચન પં પ્રભુદાસ બે પારેખ
૫ શ્રી વિશેષાવશ્યક ભાષ્ય—શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ (જ્ઞાન અને નય પ્રકરણ)
૬ શ્રી સૂત્રકૃતાંગ ટીકા–શ્રી શીલાંકસૂરિ
૭ શ્રી અનુયોગદ્વારસૂત્રવૃત્તિ
૮ અનેકાન્તજયપતાકા શ્રી હરિભદ્રસૂરિ
૯ શ્રી શાસ્ત્રવાર્તાસમુચ્ચય ,,
૧૦ ન્યાયાવતાર ટીકા–શ્રી સિધ્ધર્ષિગણિ
૧૧ ઉત્પાદાદિ પ્રકરણ

૧૨ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર–શ્રીવાદિદેવસૂરિ
૧૩ સ્યાદ્વાદમંજરી–શ્રીમલ્લિષેણસૂરિ
૧૪ પ્રવચનસારોદ્ધાર–શ્રીનેમિચંદ્રસૂરિ
૧૫ શ્રી તત્ત્વાર્થસાર–શ્રી અમૃતચંદ્રસૂરિ
૧૬ આલાપપદ્ધતિ–શ્રીદેવસેનાચાર્ય
૧૭ દ્રવ્યાનુયોગતર્કણા–ભોજપંડિત
૧૮ નયોપદેશ — ઉપા શ્રી યશોવિજયજી
૧૯ નયરહસ્ય " "
૨૦ નયપ્રદીપ " "
૨૧ અનેકાંત-વ્યવસ્થા " "
૨૨ દ્રવ્યગુણ–પર્યાયનો રાસ " "
૨૩ નયકર્ણિકા — મ મ શ્રી વિનયવિજયજી મહારાજ
૨૪ નયચક્રસાર — પં શ્રી દેવચંદ્રજી
૨૫ આગમસાર — " "
૨૬ જૈન સિધ્ધાંતપ્રવેશિકા—પં ગોપાળદાસજી

## ૧૫–ઉપસંહાર

આ વિચાર–વિવેચન પરથી પાઠકો સમજી શકયા હશે કે નયવાદ એ માત્ર શાસ્ત્રીય રસનો કે વિવાદ માટેનો વિષય નથી, પણ વસ્તુ સ્વરૂપ સમજવા માટેનું એક પદ્ધતિસરનું શાસ્ત્ર છે અને તેની વ્યવહારૂ ઉપયોગિતા પણ ઘણી છે સહુ કોઈ આ શાસ્ત્રનુ રહસ્ય પામી પરમાર્થની પ્રાપ્તિ કરો, એ જ અભ્યર્થના

इति शम् ।

